જૈન શિક્ષાવલી શ્રેણી બીજી : પુષ્પ છઠ્ઠું

# સામાયિકની સુંદરતા

લેખક
સાહિત્યવારિધિ શતાવધાની પંડિત
શ્રી ધીરજલાલ ટોકરશી શાહ

*

પ્રકાશક
જૈન સાહિત્ય - પ્રકાશન - મંદિર
મુંબઈ—૯.

મૂલ્ય પચાસ નયા પૈસા

# પ્રકાશકનું નિવેદન

જૈન શિક્ષાવલીની પ્રથમ શ્રેણી સં. ૨૦૧૫ના માહ વદિ ૧૩ તા. ૭-૩-૫૯ ને રોજ સુરાબાઈ હોલમાં માનનીય શ્રી મંગળદાસ પકવાસાના અધ્યક્ષસ્થાને યોજાયેલા ભવ્ય સમારંભમાં પ્રકાશન પામી. આ વખતે મુંબઈ રાજ્યવિધાન પરિષદના પ્રમુખ શ્રી ભોગીલાલ લાલા અતિથિવિશેષ તરીકે પધાર્યા હતા અને શ્રી ચંદુલાલ વર્ધમાન શાહ, શ્રી ગણપતિશંકર દેસાઈ તથા રેવ૦ ફાધર વિલિયમ્સે જૈન ધર્મની શિક્ષા અને અસર વિષે મનનીય પ્રવચનો કર્યાં હતાં. ઉપરાંત આ શિક્ષાવલીના લેખક શ્રી ધીરજલાલ શાહે અવધાનના અદ્ભુત પ્રયોગો કરીને તથા અધ્યાત્મવિશારદ ડૉ. મૂળશંકરભાઈએ અતીંદ્રિય જ્ઞાનના કેટલાક ચમત્કારિક પ્રયોગો બતાવીને શ્રોતાઓને આત્મશક્તિનો પરિચય આપ્યો હતો. ટૂંકમાં પ્રથમ શ્રેણી સુયોજિત જ્ઞાનમહોત્સવ-પૂર્વક પ્રકાશિત થઈ હતી અને તે સારો લોકાદર પામી હતી.

એ વખતે થયેલી જાહેરાત અનુસાર આજે બીજી શ્રેણીનાં ૧૨ પુસ્તકો પ્રકટ થઈ રહ્યાં છે અને તે પણ પ્રથમ શ્રેણી જેવો જ લોકાદર પામશે એમ માનીએ છીએ.

આ શ્રેણીમાં લેખક તરીકે મદદ આપવા માટે પૂ. પં. મ. શ્રી ધુરંધરવિજયજીનો, પૂ. મુ. શ્રી કીર્તિવિજયજીનો, પૂ. મુ. શ્રી ભદ્રગુપ્તવિજયજીનો તથા પૂ. મુ. શ્રી તત્ત્વાનંદવિજયજીનો તેમજ તેમને અનુમતિ આપવા માટે તેમના ગુરુવર્યોનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. ઉપરાંત જેમણે સલાહસૂચન આપીને અમારું કાર્ય સરળ બનાવ્યું છે, તેમનો પણ હાર્દિક આભાર માનીએ છીએ.

સહુના સહકારથી સાહિત્યપ્રચારનું કાર્ય યશસ્વી બને એ જ અભિલાષા.

પ્રકાશક.

તા. ક.—વિશેષ આભારદર્શન બારમા પુસ્તકના પ્રારંભમાં આપ્યું છે, તે જોઈ જવાની ખાસ ભલામણ છે.

# વિષયાનુક્રમ







॥ ॐ ह्रीँ अर्हं नमः ॥

# સામાયિકની સુંદરતા

---

## ૧—ભૂલભરેલો ખ્યાલ

નિબંધનુ નામ ' સામાયિકની સુંદરતા ' સાભળીને એક ભાઇ ભડકી ઉઠયા તેઓ કહેવા લાગ્યા કે ' સામાયિક તો નવરા બેસી રહેતા ડોસા–ડોસીઓને તથા કુરસદિયા માણસોને વખત પસાર કરવાનુ એક સાધન છે તેમા પથરણુ નાખીને એક જગાએ બેસવાનુ, ગપ્પાસપ્પા મારવાના અને ઘડી કે ઘડિયાળ ૪૮ મીનીટનો સમય બતાવે, ત્યારે ઉઠીને ઊભા થવાનુ આમા તે સુંદરતા શી હોઈ શકે ? આ તો રણની ખેતી કે પત્થરના પુષ્પ પર તમે નિબંધ લખવાના હો તેવુ લાગે છે '

સમાજ પર જડવાદની છાયા જે જોરથી ઢળી રહી છે, તે જોતા આ શબ્દોએ અમને આશ્ચર્ય ઉપજાવ્યુ નહિ, પરંતુ ખેદ તો જરૂર થયો કે આપણી ઉગતી પ્રજાની, આપણા યુવાનોની આ કેવી હાલત છે ! અમે તેમને કહ્યુ કે 'તમે આપણા સાધુઓના સહવાસમા આવતા નથી, આપણા વિદ્વાનોનો પરિચય કરતા નથી, આપણુ સાહિત્ય વાંચતા નથી, એટલે સામાયિકની સુંદરતા શી રીતે સમજો ? તમે ઉપર ટપકે જે કઈ જોયું છે તેના પરથી સામાયિક

વિષે અમુક પ્રકારનો ખ્યાલ બાંધી દીધો છે, પણ તે ભૂલ ભરેલો છે અને ઘણો સુધારો માગે છે

## ૨—સામાયિક મહુને કરવા યોગ્ય છે

તમે એમ માનો છો કે 'સામાયિક તો નવરા બેસી રહેતા ડોસા–ડોસીઓને તથા ફુરસદિયા માણસોને વખત પસાર કરવાનુ એક સાધન છે,' તે ગભીર ભૂલ છે સામાયિક તો બાળકથી માડીને વૃદ્ધ સુધી મહુ કોઈને અવશ્ય કરવા યોગ્ય એક પ્રકારની ધાર્મિક ક્રિયા છે, એક પ્રકારનુ આધ્યાત્મિક અનુષ્ઠાન છે અને તેથી જ આપણા શાસ્ત્રકારોએ તેને આવશ્યક તરીકે ઓળખાવ્યુ છે

આ સામાયિક નિત્ય કરવા જેવુ છે અને બને તેટલી વધુવાર કરવા જેવુ છે તે અગે તેમણે કહ્યુ છે કે—

'सामाइयवय-जुत्तो, जाव मणे होइ नियमसजुत्तो।
छिन्नइ असुह कम्म, सामाइय जत्तिया वारा ॥'
सामाइयम्मि उ कए, समणो इव सावओ हवइ जम्हा।
एएण कारणेण, बहुसो सामाइय कुज्जा ॥

'સામાયિક વ્રતધારી જ્યા સુધી મનમા નિયમ રાખીને સામાયિક કરે છે, ત્યા સુધી અશુભ કર્મનો નાશ કરે છે

સામાયિક કર્યે છતે શ્રાવક સાધુ જેવો થાય છે, જેથી તેણે સામાયિક ઘણીવાર કરવુ જોઈએ'

## ૩—શુ સમય ન મળવાની ફરીયાદ સાચી છે?

તમે સમય અને ફુરસદની વાત કરો છો તો તે અગે આપણા પ્રાજ્ઞ પુરુષોનો અભિપ્રાય સાભળી લો તેઓ કહે છે કે—

सामाइय-पोसह-सठियस्स जीवस्स जाइ जो कालो।
सो सफ्लो बोधव्वो, सेसो ससारफलहेऊ ॥

'સામાયિક અને પૌષધમા રહેલા જીવનો જે કાલ જાય છે, તે સફલ જાણવો બાકીનો સસારફલનો હેતુ છે, એટલે સસારને વધારનારો થાય છે'

આ સાભળી પેલા ભાઈએ કહ્યુ કે 'આ વાત સાચી હશે પણ અમને સમય મળે તો સામાયિક કરીએ ને?'

અમે પૂછ્યુ કે 'તમને સમય કેમ મળતો નથી?' ત્યારે તેમણે પોતાનુ સમયપત્રક આ પ્રમાણે જણાવ્યુ 'સવારે સાત-સાડા સાત વાગે પથારીમાથી ઉઠીએ, સડાસ જઈએ, દાતણપાણી કરીએ, ચાહનાસ્તો વાપરીએ, વર્તમાનપત્રો જોઈએ, સ્નાનાદિ કરીએ, ત્યા જમવાનો સમય થઈ જાય જમ્યા એટલે સીધા ઓફિસે જઈએ ત્યા તો ઘડીનીયે ફુરસદ ન મળે એક પછી એક કામો ઝપાટાબધ પતાવવાના હોય સાજે થોડુ ફરીને કે કલબમા આટો મારીને ઘરે આવીએ અને વાળુપાણી કરીએ પછી સસાર-વ્યવહારની કેટલીક વાતો સાભળવાની-વિચારવાની હોય એની ગડમથલ કરતા પથારીમાં પડીએ અને નિદ્રાને

આધીન થઈએ આ અમારુ સમયપત્રક છે હવે તમે જ કહો કે એમા સામાયિક કરવાની ફુરસદ કયાથી મળે ?'

યત્રવાદના આ જમાનામા જીવન પણ યત્ર જેવુ જ બની ગયુ છે, એટલે આવા ચિત્રો સ્થળે સ્થળે દષ્ટિગોચર થાય છે, પરતુ જીવન વિષેની સાચી સમજણ અને તે માટે પુરુષાર્થ કરવાની તૈયારી હોય તો તેમા સુધારો કરવાનુ અશકય નથી

અમે કહ્યુ 'મહેરબાન ! તમારુ સમયપત્રક અમારા ધ્યાનમાં આવી ગયુ તે જો બરોબર ગોઠવાય તો તેમા એક નહિ પણ બે કે ત્રણ સામાયિક કરવા જેટલો અવકાશ મળી શકે તેમ છે પ્રથમ તો સાત-સાડા સાત વાગ્યે ઉઠવાની જે ટેવ છે, તે સુધારવા જેવી છે જો પ્રાત કાલમા વહેલા ઉઠવાની ટેવ પાડો તો એથી અઢી કલાક જેટલો સમય મળી જાય અને તેમા એથી ત્રણ સામાયિક ખુશીથી કરી શકો વહેલા ઉઠવાની ટેવ માટે તમે નીચેની પક્તિઓ સાભળી હશે'—

રાત્રે જે વહેલા સૂઈ, વહેલા ઉઠે વીર,
બળ, બુદ્ધિ બહુ ધન વધે, સુખમા રહે શરીર

આપણા મહર્ષિઓએ તે અગે જે શબ્દો કહ્યા છે, તે પણ તમે સાભળ્યા જ હશે

'શ્રાવક તુ ઉઠે પરભાત, ચાર ઘડી રહે પાછલી રાત,
મનમા સમરે શ્રીનવકાર, જ્યમ પામે ભવસાયર પાર'

આનો અર્થ એ છે, કે 'શ્રાવક કુલમા જન્મેલાઓએ

સવારના સાડાચાર લગભગ જરૂર ઉઠી જવું અને ઉઠતાં વેંત નમસ્કારમંત્ર ગણવો, જેથી ભવસાગરનો પાર પામવાની શક્તિ આવે'

અમે પોતે વહેલા ઉઠવાની ટેવના અનેક લાભો અનુભવેલા છે, એટલે ભારપૂર્વક કહીએ છીએ કે 'જે મનુષ્ય વહેલા ઉઠવાની ટેવ પાડતો નથી, તે જીવનના અનેક લાભો ગુમાવે છે  જીવનના લાભો મહાપુરુષોએ આ પ્રમાણે કહ્યા છે

पूज्यपूजा दया दान, तीर्थयात्रा जपस्तप ।
श्रुत परोपकारश्च, मर्त्यजन्मफलाष्टकम् ॥

'પૂજ્યોની પૂજા કરવી, જીવો પ્રત્યે દયા રાખવી, દાન દેવું, તીર્થોની યાત્રા કરવી, નમસ્કાર મંત્ર આદિનો જપ કરવો, તપ કરવું, શાસ્ત્રનો અભ્યાસ કરવો, અને પરોપકાર કરવો, એ મનુષ્યજન્મના આઠ ફળો છે'

વહેલો ઉઠનારો આમાના ઘણા લાભો મેળવી શકે છે

સવારના સાત-આઠ સાતથી સાડાદસ-અગિયાર વાગ્યા સુધીમા તમે જે કામો બતાવ્યા તે સમયની કરકસરથી કરો તો તેમા પણ એક કલાકથી દોઢ કલાક જેટલો સમય ફાજલ પાડી શકો અને તેમાં દેવદર્શન, દેવપૂજન તથા સામાયિક આદિ થઈ શકે  એક બાજુ સમય નથી એવી બૂમ મારીએ છીએ અને બીજી બાજુ સમયનો બેપરવાહીથી ઉપયોગ કરીએ છીએ, તે શું ઓછું શોચનીય છે? જો સમય બચાવીએ તો જ અનેક પ્રકારનાં

સત્કાર્યો થઈ શકે, તેથી જ શ્રમણ ભગવાન મહાવીરે કહ્યુ છે કે 'समयं गोयम ! मा पमायए—હે ગૌતમ ! તુ એક સમય પણ પ્રમાદ કરીશ નહિ અર્થાત્ તારો જરા જેટલો સમય પણ વ્યર્થ જવા દઈશ નહિ'

ધધા માટેનો સમય પણ નિયત હોવો જોઈએ સવારથી મોડી રાત સુધી માત્ર ધધો કર્યા કરવો અને બાકીના બધા કર્તવ્યો જતા કરવા એ સુજ્ઞ કે વિવેકી પુરુષને શોભતુ નથી આજીવિકા માટે પૈસાની જરૂર છે અને તે માટે ધધો કરવો આવશ્યક છે, પણ તે એવી રીતે કરવો જોઈએ કે આજીવિકા પણ ચાલે અને ધર્મ પણ કરાય ગૃહસ્થના સામાન્ય ધર્મમા એટલે માર્ગાનુસારીના પાત્રીસ બોલમા ઓગણીસમો બોલ એવો કહ્યો છે કે 'अन्योन्यानुपघातेन त्रिवर्गस्यापि साधनम्—પરસ્પર બાધા ન આવે એ રીતે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે વર્ગને સેવવા' આ રીતે ધધારોજગાર પરથી સમયસર ઘરે આવો તો રાત્રિભોજનથી બચી શકો અને જિનભક્તિ તથા સામાયિક માટે પણ પૂરતો સમય મળી રહે

નોકરી વગેરે કારણે જેમને પરાધીનતા હોય છે, તેઓ પણ પોતાના મક્કમ નિરધારથી તેમા ફેરફાર કરાવી શકે છે, તો સ્વતત્ર ધધાવાળાની તો વાત જ શી કરવી ? પણ તે માટે આપણી મક્કમતા હોવી જોઇએ

આ તો ધધા રોજગારના ચાલુ દિવસોની વાત થઇ, પણ વચ્ચે રવિવાર આવે છે તથા તહેવારોની રજા પણ

મળે છે, તેમા ધાર્યું હોય તો ઘણા સામાયિકો થઈ શકે છે, પણ દિલગીરીની વાત છે કે એ સમયનો ઘણોખરો ભાગ આપણે ખાવા–પીવામા, સૂઈ રહેવામા, ગપ્પા સપ્પા મારવામા, હરવા–ફરવામા કે નાટક–સીનેમા જોવામા પૂરો કરી નાખીએ છીએ એટલે સમયનો જે સકોચ બતાવો છો, ફુરસદનો અભાવ દર્શાવો છો, તે અર્થહીન છે ખરી વાત એ છે કે તમે સામાયિકનુ મહત્ત્વ સમજ્યા નથી, તેમા કોઇ વાર ઊડા રસ લીધો નથી, એટલે તમારુ મન એ તરફ વળતુ નથી

## ૪—આસન વિષે કેટલુક

સામાયિકમા પથરણુ નાખીને એક જગાએ બેસવાનુ હોય છે, એટલુ તમે જાણો છો એ આનદની વાત છે, પણ તેમ શા માટે કરવામા આવે છે, તે પર કદી વિચાર કર્યો છે ખરો ?'

પેલા ભાઈએ કહ્યુ 'એ વિષે ખાસ વિચાર કર્યો નથી, પણ હુ સમજુ છુ ત્યા સુધી રખડવા કરતા એક જગાએ બેસવુ સારુ, એમ માનીને તેમ કરવામા આવતુ હશે '

અમે કહ્યું 'તમારી એ સમજ ઠીક છે, પણ તે પૂરતી નથી, તેથી એ સબધમાં પણ બે શબ્દો કહેવા ઇચ્છીએ છીએ

પ્રથમ તો જેને તમે પથરણા તરીકે ઓળખો છો, તેના માટે આપણો પારિભાષિક શબ્દ કટાસન અર્થાત્ કટાસણું છે, એ ધ્યાનમા રાખશો કટ એટલે ઘાસની ચટાઇ એવો અર્થ

પણ થાય, છતા અહી કટાસન શબ્દ ઊનના આસનમા રૂઢ થયો છે કટાસન એટલે ઊનનુ આસન સામાયિક વખતે ઊનનુ આસન વાપરવાનો રિવાજ છે અને તેને જ કટાસણું કહેવામા આવે છે સુતરનુ આસન કેમ નહી ? રેશમનુ, આસન કેમ નહિ ? એનો જવાબ એ છે કે 'ઊનનુ આસન સૂક્ષ્મ' જતુઓને સહસા બાધક થતુ નથી, એટલે અહિસા પાલનની દૃષ્ટિએ તેની ઉપયોગિતા છે દોઢ હાથ લાબો અને હાથ સવા હાથ પહોળો ઊનના વસ્ત્રનો ટૂકડો હોય તો તેનો કટાસણા તરીકે ઉપયોગ થઈ શકે છે

ઘણા યોગસાધકો એમ માને છે કે નીચે ગરમ વસ્તુ હોય તો આપણે જે સિદ્ધિ કે શક્તિ પ્રાપ્ત કરી હોય તે નીચેથી પસાર થઈ જતી નથી, પણ જળવાઈ રહે છે, એટલે જ તેઓ મૃગચર્માદિનો ઉપયોગ કરે છે એ દૃષ્ટિએ વિચાર કરતા પણ ઊનનુ ગરમ આસન લાભદાયી છે

એક આસને બેઠા એટલે કાયાની ચપળતા ઓછી થાય છે અને મનને એકાગ્ર-સ્થિર કરવામાં ઘણી સહાય મળે છે યોગોની તમામ પરપરાઓમા આ દૃષ્ટિએ આસનનો એક યોગાગ તરીકે સ્વીકાર કરવામા આવ્યો છે -જૈન યોગપરપરા કે જે મુખ્યત્વે સ્થાન, મૌન અને ધ્યાન એ ત્રણ અગોને ખાસ મહત્ત્વ આપે છે, તેમા સ્થાન શબ્દથી આસન જ ગ્રહણ કરવામા આવે છે

કાયાને જો એક આસનથી સ્થિર કરી ન હોય તો તે પોતાની ટેવ પ્રમાણે ઉઠ-બેસ કર્યા કરે, આટાફેરા માર્યા કરે અને કોઈ સસારવ્યવહારનુ કાર્ય આવી ગયું તો ત્યાં

પણ દોડી જાય તેથી સાધક માટે એક સ્થિર આસન યોગ્ય મનાયુ છે

## ૫—સામાયિકનાં ઉપકરણો

સામાયિકમા પથરણા ઉપરાત ઘડી–ઘડિયાળનો ઉપયોગ હોય છે, એમ તમે જણાવ્યુ છે તે ઠીક છે, પરતુ તે સિવાય બીજા ઉપકરણો પણ હોય છે, એ ધ્યાનથી નિહાળ્યુ છે ખરુ ?'

પેલા ભાઈએ પૂછયુ 'ઉપકરણ એટલે શુ ?'

અમે કહ્યુ 'ધર્મભાવની વૃદ્ધિ કરવામા જે સાધન ઉપકારક હોય–ઉપયોગી હોય, તે ઉપકરણ કહેવાય સ્થાપ નાચાર્ય, મુહપત્તી, જપમાલિકા અને ચરવળો એ સામાયિક ના ખાસ ઉપકરણો છે ×

એ તો તમે જાણતા જ હશો કે આપણા ધર્મમા દરેક ક્રિયા ગુરુની સાક્ષીએ, ગુરુની આજ્ઞાપૂર્વક અને ગુરુનો વિનય જાળવીને કરવાની છે, પરતુ જ્યારે આવા ગુરુનો યોગ ન હોય ત્યારે તેમની સ્થાપના કરીને, સાક્ષાત્ ગુરુ બેઠા છે એમ માનીને, તેમની સમક્ષ સઘળી ક્રિયા

× અનુયોગદ્વારચૂર્ણિમાં કહ્યુ છે કે 'सामाइयकउस्स समणोवा सगस्स चउव्विहे धम्मोवगरणे पन्नत्ते, त जहा–ठवणायरिय त्ति मुहपत्तिअ त्ति जवमालिअ त्ति दडपाउछणग च त्ति । સામાયિક કરનાર શ્રમણો પાસકને ચાર પ્રકારનાં ધર્મોપકરણ કહ્યાં છે (૧) સ્થાપનાચાર્ય, (૨) મુહપત્તી, (૩) જપમાલિકા (નવકારવાળી) અને (૪) દડ પ્રોછણક—રજોહરણ કે ચરવળો

કરવાની હોય છે આ રીતે જે વસ્તુની ગુરુ તરીકે સ્થાપના કરી હોય તેને સ્થાપનાચાર્ય કહેવામા આવે છે' તે અંગે શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે કહ્યુ છે કે 'જ્યારે સાક્ષાત્ ગુણવંત ગુરુનો વિરહ હોય, ત્યારે ગુરુના ઉપદેશને-આદેશને સમીપમા રહેલો દેખાડવા માટે સ્થાપના કરવી જેમ જિનેશ્વર દેવના વિરહમા તેમની પ્રતિમાનુ સેવન અને આમંત્રણ સફલ થાય છે, તેમ ગુરુવિરહમા ગુરુની સ્થાપના પણ સફલ છે*

ગુરુની સ્થાપના શી રીતે થાય છે? તે પણ તમને જણાવીએ. એક ઊંચા બાજોઠ પર સાપડો મૂકવામાં આવે છે તેમા ધાર્મિક પુસ્તક, નવકારવાળી અગર તીર્થંકર ભગવાનની છબી વગેરે મૂકવામા આવે છે× પછી તેની સન્મુખ જમણો હાથ લબાવીને વિશિષ્ટ મુદ્રાથી એક વાર નમસ્કાર મંત્રનો પાઠ બોલવામા આવે છે અને ત્યાર પછી પંચિંદિય સૂત્ર કે જે ગુરુસ્થાપનાનુ ખાસ સૂત્ર છે, તે બોલવામા

* गुरुविरहम्मि य ठवणा गुरुवएसोवदंसणत्थं च।
जिणविरहम्मि य जिणबिंब-सेवणाऽऽमन्तणं सहलं ॥

× શ્રી દેવેન્દ્રસૂરિએ ગુરુવંદનભાષ્યમા જણાવ્યુ છે કે—

गुरुगुणजुत्तं तु गुरुं ठाविज्ज अहव तत्थ अक्खाइ ।
अहवा नाणाइतिअं, ठविज्ज सक्खं-गुरु-अभावे ॥

'ધર્માનુષ્ઠાન કરતા સાક્ષાત્ ગુરુ વિદ્યમાન ન હોય તો ગુરુના ગુણોથી જે યુક્ત હોય, તેને ગુરુ તરીકે સ્થાપવા અથવા તેના સ્થાને અક્ષાદિ કે જ્ઞાન-દર્શન-ચારિત્રના ઉપકરણો સ્થાપવાં'

આવે છે આ વખતે સાક્ષાત્ ગુરુ જ બેઠા હોય તેવો ભાવ મનમા લાવવાનો હોય છે

મુહપત્તી એટલે મુખ ઢાંકવાનુ વસ્ત્ર તેને મુખપટ્ટિકા, મુખપોતિકા, મુખવસ્ત્રિકા, મુખાચ્છાદન કે મુહણુતગ એટલે મુખાન્તક પણ કહ્યુ છે ચાર આગળ અને એક વેત એટલે સોળ આગળ સફેદ વસ્ત્રના સમચોરસ ટુકડાની ૩ ઘડીઓ વાળવાથી તે તૈયાર થાય છે તેને આગળ ધરીને મુખ એટલા માટે ઢાંકવામા આવે છે કે મુખમા સપાતિમ જીવો પડે નહિ, મુખમાથી ઊડેલુ થુક પુસ્તક પાના પર કે કોઇ વ્યક્તિ પર પડે નહિ અને શરીર પર કોઇ સૂક્ષ્મ જંતુ ચડી જાય તો તેની કોર વડે ધીમેથી દૂર કરી શકાય *

જપમાલિકા એટલે નવકારવાળી તે સૂતર, રેશમ, ચદન, રતાજલી, શખ, પ્રવાલ, સ્ફટિક, રજત ( રૂપુ,) આદિના ૧૦૮ મણકાને સૂત્રમા પરોવીને બનાવેલી હોય છે ઉપર એક મોટો મણકો હોય છે, તે મેરુ કહેવાય છે

* શાસ્ત્રવાર્તાસમુચ્ચયવૃત્તિમાં કહ્યુ છે કે ' મુખવસ્ત્રોપયોગ—સંપાતિમ—રજોરેણુ પ્રમાર્જનાથ મુખવસ્ત્રસ્ય આદાનમ્, નિક્ષેપાદિક્રિયાયાં પૂર્વં પ્રમાર્જનાર્થં ચ્ચાર્થં ચેતિ । મુહપત્તીનો ઉપયોગ—સપાતિમ (ઉડીને આવી પડનારા ) જીવો તથા રજ અને રેણુના પ્રમાર્જન માટે મુખવસ્ત્રિકાને ગ્રહણ કરવામા આવે છે, તથા કોઈ વસ્તુને મૂકવા-લેવા વગેરેની કાઇ પણ ક્રિયા કરવી હોય તો પહેલા તે સ્થળ કે વસ્તુનુ પ્રમાર્જન કરવામાં મુહપત્તીનો ઉપયોગ થાય છે તેમજ સામાયિક પૂરતા વિરતિધરના ચિહ્ન તરીકે કે મુનિવેશ ખાતર પણ મુહપત્તીની જરૂર છે

જપમાલિકાનો મુખ્ય ઉપયોગ નવકારમંત્રનો જપ કરવામા થાય છે, એટલે જ તેને નવકારવાળી કે નોકારવાળી કહે છે

તમે કેટલાકને પથરણા-કટાસણા પર બેસીને માળા ફેરવતા તો જોયા જ હશે

પેલા ભાઈએ કહ્યુ 'હા, માળા ફેરવતા જોયા છે પણ તેનો રગઢંગ જોતા લાગ્યુ કે આવી માળા ફેરવવાનો કઈ અર્થ નથી આગળીઓ ઝડપથી મણુકા ફેરવતી હોય છે, બને હોઠ ફડફડતા હોય છે અને મન કોઈ ત્રીજી જ વસ્તુમા ભમતુ હોય છે'

અમે કહ્યુ 'માળા ફેરવવાની એ રીત સાચી નથી, પણ તેટલા પરથી માળા ફેરવવામા કઈ નથી, એમ ન સમજશો જો એકાગ્ર મનથી માળા ફેરવીએ તો મત્રસિદ્ધિ થાય છે અને આપણું ચિત્ત પ્રસન્ન બને છે'

આ સાભળી પેલા ભાઈએ કહ્યુ 'જો એકાગ્ર મનથી માળા ફેરવીએ તો ને ? પણ એકાગ્ર મન લાવવુ' કયાથી ?-એ તો મદિરા પીધેલા મર્કટની જેમ અહીં તહીં કૂદ્યા જ કરે છે અને ઘડીકમા કયાનુ કયા પહોચી જાય છે મે તો અનેક માણસોને માળા ફેરવતા જોયા, પણ તેમા એકાગ્રતા દીઠી નહિ અરે ! જેઓ રોજ સામાયિક લઈને બેસે છે, તેમનુ મન પણ ભમતુ જ હોય છે'

અમે કહ્યુ 'મનને જિતવાનુ કામ સહેલુ નથી તે માટે મારો એવો પુરુષાર્થ કરવો પડે છે વૈરાગ્ય અને સત્સગ એ તેની મુખ્ય ચાવી છે સસારના અનેક પદાર્થોની આસક્તિને લીધે આપણુ મન જ્યા ત્યા ખેચાઇ જાય છે, એટલે આસક્તિ ઓછી થાય તો મનનુ પરિભ્રમણ અટકે અથવા ઘણા પ્રમાણમા ઓછુ થઈ જાય તેજ રીતે કુસગ કે ખરાબ વાતાવરણથી માણસનુ મન ઉત્તેજિત રહ્યા કરે છે અને જ્યાં ત્યા રખડવાનુ ચાલુ રાખે છે એટલે સગ સુધરે, વાતાવરણ સારું મળે તો પણ મનનુ પરિભ્રમણ સારી રીતે ઘટી જાય મનને એકાગ્ર કરવા માટે તપ અને જપ ખૂબ ઉપયોગી છે તપથી વિષયાસક્તિ ઘટે છે અને તેથી મન શાત બને છે તેજ રીતે જપથી મન ખીલે બધાય છે અને કૂદાકૂદ કરતું અટકી જાય છે પ્રારભમા કદાચ આવો અનુભવ ન થાય તો પણ અભ્યાસ ચાલુ રાખવાથી કાલાતરે તેની સિદ્ધિ થાય છે

પેલા ભાઈએ કહ્યુ 'તમને ખોટુ ન લાગે તો બે લીટીઓ સભળાવુ'

અમે કહ્યું 'ખુશીથી સભળાવો' એટલે તેમણે નીચેની બે લીટીઓ સભળાવી

તિલક કરતા તેપન ગયા, જપમાળાના નાકા ગયા,
કથા સુણી સુણી ફૂટ્યા કાન, તો યે નાવ્યુ બ્રહ્મજ્ઞાન.

અમે પૂછ્યુ તમે એનો અર્થ શો કરો છો?'

તેમણે કહ્યુ 'એનો અર્થ સ્પષ્ટ છે વર્ષો સુધી પૂજાપાઠ કરો, જપમાળાઓ ફેરવો કે કથાઓ સાંભળો, પણ તેથી બ્રહ્મજ્ઞાન આવતું નથી, આપણું કલ્યાણ થતું નથી, એટલે તે સાધનો નિરુપયોગી છે'

અમે કહ્યુ 'આ તમારો અર્થ બરાબર નથી તિલક વગેરે કરતા બ્રહ્મજ્ઞાન આવતુ નથી એમ નહિ, પરતુ કેટલાકને આવ્યુ નથી હવે કોઈને કદાચ એવો અનુભવ થયો હોય તો બધાને એવો અનુભવ થાય એમ નહિ. ઘણા માણસો પ્રભુભક્તિના પ્રભાવે બ્રહ્મજ્ઞાન-આત્મજ્ઞાન પામ્યા છે અને જીવનમા આગળ વધ્યા છે ઘણા માણસો જપ અને ધ્યાન વડે બ્રહ્મજ્ઞાન-આત્મજ્ઞાન સુધી પહોચ્યા છે અને જીવન સાર્થક કરી ગયા છે તે જ રીતે ધર્મકથા શ્રવણ પણ ઘણા માણસોને સસાર તરવામા નિમિત્ત બન્યુ છે એટલે આ વચનો એકાતે માનવાલાયક નથી, એકપક્ષીય હોવાથી સિદ્ધાત તરીકે માન્ય રાખી શકાય એવા નથી

અનુભવીઓએ તો સ્પષ્ટ પ્રતિપાદન કર્યુ છે કે જપાત્ સિદ્ધિર્જપાત્ સિદ્ધિર્જપાત્ સિદ્ધિર્ન સશય -જપથી સિદ્ધિ થાય છે, જપથી સિદ્ધિ થાય છે, જપથી સિદ્ધિ થાય છે એમ અમે વારવાર કહીએ છીએ એમા કોઇએ શકા રાખવી નહિ'

જો જપથી મનની એકાગ્રતા સિદ્ધ ન થતી હોય તો ધર્મજ્ઞો-યોગવિશારદો તેનુ વિધાન કરે જ નહિ પણ આજે

આ વિષયનુ જ્ઞાન ઘટી ગયુ છે અને અમે તે પ્રકારે જપ કરવામા આવે છે, તેથી તમારા જેવાઓ જપની શક્તિમા શકિત થાય છે, પણ વાસ્તવિકતાએ તેમા લેશ પણ શકા કરવા જેવુ નથી

જેનુ મન માળા ફેરવવામા એકદમ એકાગ્ર ન થતુ હોય તેમને માટે જૈન મહર્ષિઓએ અનાનુપૂર્વીની ગણના બનાવી છે એટલે પ્રથમ તેનો અભ્યાસ કરવો જોઈએ

પેલા ભાઈએ પૂછ્યુ 'અનાનુપૂર્વીની ગણનાથી તમે શુ કહેવા માગો છો? હુ તેનો અર્થ સમજતો નથી'

અમે કહ્યુ '૧, ૨, ૩, ૪, ૫ આ પાચ પદની આનુપૂર્વી છે અને ૨, ૩, ૧, ૫, ૪ એ પાચ પદની અનાનુપૂર્વી છે મતલબ કે જેમા ક્રમની સ્થાપના આનુપૂર્વી વિના હોય તે અનાનુપૂર્વી કહેવાય પાચ પદની અનાનુપૂર્વીમા નીચે પ્રમાણે ૨૦ યત્રો હોય છે તેમા ૧ હોય ત્યા नमो अरिहताणं, ૨ હોય ત્યા नमो सिद्धाणं, ૩ હોય ત્યા नमो आयरियाण, ૪ હોય ત્યા नमो उवज्झायाण, અને ૫ હોય ત્યા नमो लोए सव्वसाहूणं એ પદ બોલવામા આવે છે આ પદો આનુપૂર્વીમા નહિ હોવાથી તેને ગણતી વખતે મન તેમા પરોવવુ પડે છે, એથી તે બીજે જઈ શકતુ નથી વળી તેમા પવિત્ર પદોનો ઉચ્ચાર થતો હોવાથી કર્મની નિર્જરા થાય છે

## અનાનુપૂર્વીના ૨૦ યંત્રો

યંત્ર પહેલો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨ | ૧ | ૩ | ૪ | ૫ |
| ૧ | ૩ | ૨ | ૪ | ૫ |
| ૩ | ૧ | ૨ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૧ | ૪ | ૫ |
| ૩ | ૨ | ૧ | ૪ | ૫ |

યંત્ર બીજો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૩ | ૫ |
| ૨ | ૧ | ૪ | ૩ | ૫ |
| ૧ | ૪ | ૨ | ૩ | ૫ |
| ૪ | ૧ | ૨ | ૩ | ૫ |
| ૨ | ૪ | ૧ | ૩ | ૫ |
| ૪ | ૨ | ૧ | ૩ | ૫ |

યંત્ર ત્રીજો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૨ | ૫ |
| ૩ | ૧ | ૪ | ૨ | ૫ |
| ૧ | ૪ | ૩ | ૨ | ૫ |
| ૪ | ૧ | ૩ | ૨ | ૫ |
| ૩ | ૪ | ૧ | ૨ | ૫ |
| ૪ | ૩ | ૧ | ૨ | ૫ |

યંત્ર ચોથો

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૧ | ૫ |
| ૩ | ૨ | ૪ | ૧ | ૫ |
| ૨ | ૪ | ૩ | ૧ | ૫ |
| ૪ | ૨ | ૩ | ૧ | ૫ |
| ૩ | ૪ | ૨ | ૧ | ૫ |
| ૪ | ૩ | ૨ | ૧ | ૫ |

યંત્ર પાંચમો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૫ | ૪ |
| ૨ | ૧ | ૩ | ૫ | ૪ |
| ૧ | ૩ | ૨ | ૫ | ૪ |
| ૩ | ૧ | ૨ | ૫ | ૪ |
| ૨ | ૩ | ૧ | ૫ | ૪ |
| ૩ | ૨ | ૧ | ૫ | ૪ |

યંત્ર છઠ્ઠો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૫ | ૩ | ૪ |
| ૨ | ૧ | ૫ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૫ | ૧ | ૩ | ૪ |
| ૫ | ૨ | ૧ | ૩ | ૪ |

યંત્ર સાતમો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૫ | ૨ | ૪ |
| ૩ | ૧ | ૫ | ૨ | ૪ |
| ૧ | ૫ | ૩ | ૨ | ૪ |
| ૫ | ૧ | ૩ | ૨ | ૪ |
| ૩ | ૫ | ૧ | ૨ | ૪ |
| ૫ | ૩ | ૧ | ૨ | ૪ |

યંત્ર આઠમો

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૫ | ૧ | ૪ |
| ૩ | ૨ | ૫ | ૧ | ૪ |
| ૨ | ૫ | ૩ | ૧ | ૪ |
| ૫ | ૨ | ૩ | ૧ | ૪ |
| ૩ | ૫ | ૨ | ૧ | ૪ |
| ૫ | ૩ | ૨ | ૧ | ૪ |

યંત્ર નવમો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૪ | ૯ | ૩ |
| ૨ | ૧ | ૪ | ૯ | ૩ |
| ૧ | ૪ | ૨ | ૫ | ૩ |
| ૪ | ૧ | ૨ | ૫ | ૩ |
| ૨ | ૪ | ૧ | ૫ | ૩ |
| ૪ | ૨ | ૧ | ૯ | ૩ |

યંત્ર દસમો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૯ | ૪ | ૩ |
| ૨ | ૧ | ૯ | ૪ | ૩ |
| ૧ | ૯ | ૨ | ૪ | ૩ |
| ૯ | ૧ | ૨ | ૪ | ૩ |
| ૨ | ૫ | ૧ | ૪ | ૩ |
| ૫ | ૨ | ૧ | ૪ | ૩ |

યંત્ર અગીયારમો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૯ | ૨ | ૩ |
| ૪ | ૧ | ૯ | ૨ | ૩ |
| ૧ | ૯ | ૪ | ૨ | ૩ |
| ૯ | ૧ | ૪ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |
| ૫ | ૪ | ૧ | ૨ | ૩ |

યંત્ર બારમો

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | ૧ | ૩ |
| ૪ | ૨ | ૯ | ૧ | ૩ |
| ૨ | ૫ | ૪ | ૧ | ૩ |
| ૯ | ૨ | ૪ | ૧ | ૩ |
| ૪ | ૯ | ૨ | ૧ | ૩ |
| ૫ | ૪ | ૨ | ૧ | ૩ |

યંત્ર તેરમો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૬ | ૨ |
| ૩ | ૧ | ૪ | ૫ | ૨ |
| ૧ | ૪ | ૩ | ૬ | ૨ |
| ૪ | ૧ | ૩ | ૬ | ૨ |
| ૩ | ૪ | ૧ | ૬ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૬ | ૨ |

યંત્ર ચૌદમો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૩ | ૬ | ૪ | ૨ |
| ૩ | ૧ | ૬ | ૪ | ૨ |
| ૧ | ૫ | ૩ | ૪ | ૨ |
| ૫ | ૩ | ૧ | ૪ | ૨ |
| ૩ | ૬ | ૧ | ૪ | ૨ |
| ૬ | ૩ | ૧ | [illegible] | ૨ |

યંત્ર પંદરમો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૬ | ૩ | ૨ |
| ૪ | ૧ | ૫ | ૩ | ૨ |
| ૧ | ૬ | ૪ | ૩ | ૨ |
| ૫ | ૧ | ૪ | ૩ | ૨ |
| ૪ | ૫ | ૧ | ૩ | ૨ |
| ૬ | ૪ | ૧ | ૩ | ૨ |

યંત્ર સોળમો

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૬ | [illegible] | ૨ |
| ૪ | ૩ | [illegible] | [illegible] | ૨ |
| ૩ | ૫ | [illegible] | [illegible] | ૨ |
| ૬ | ૩ | [illegible] | [illegible] | ૨ |
| ૪ | [illegible] | [illegible] | [illegible] | ૨ |
| ૬ | [illegible] | [illegible] | [illegible] | ૨ |

યંત્ર સત્તરમો

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
| ૩ | ૨ | ૪ | ૫ | ૧ |
| ૨ | ૪ | ૩ | ૫ | ૧ |
| ૪ | ૨ | ૩ | ૫ | ૧ |
| ૩ | ૪ | ૨ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૨ | ૫ | ૧ |

યંત્ર અઢારમો

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૫ | ૪ | ૧ |
| ૩ | ૨ | ૫ | ૪ | ૧ |
| ૨ | ૫ | ૩ | ૪ | ૧ |
| ૫ | ૨ | ૩ | ૪ | ૧ |
| ૩ | ૫ | ૨ | ૪ | ૧ |
| ૫ | ૩ | ૨ | ૪ | ૧ |

યંત્ર ઓગણીસમો

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | ૩ | ૧ |
| ૪ | ૨ | ૫ | ૩ | ૧ |
| ૨ | ૫ | ૪ | ૩ | ૧ |
| ૫ | ૨ | ૪ | ૩ | ૧ |
| ૪ | ૫ | ૨ | ૩ | ૧ |
| ૫ | ૪ | ૨ | ૩ | ૧ |

યંત્ર વીસમો

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૨ | ૧ |
| ૪ | ૩ | ૫ | ૨ | ૧ |
| ૩ | ૫ | ૪ | ૨ | ૧ |
| ૫ | ૩ | ૪ | ૨ | ૧ |
| ૪ | ૫ | ૩ | ૨ | ૧ |
| ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

અનાનુપૂર્વી જપમા મદદગાર હોવાથી તેને પણ સામાયિક વખતે સાથે રાખવામા આવે છે

સાધુઓ સયમના ઉપકરણ તરીકે રજોહરણ રાખે છે તેવુજ ઉપકરણ શ્રાવકોને સામાયિક વખતે રાખવાનુ હોય છે, પણ પ્રમાણમા તે નાનુ હોય છે શ્રાવકો દ્વારા વપરાતા આવા નાના ઉપકરણને ચરવળો કહેવામા આવે છે તેનો-ઉપયોગ ઉઠતી વખતે, બેસતી વખતે, બહાર જતી વખતે તથા કાયા અને ભૂમિનું પ્રમાર્જન કરવા માટે થાય છે ચરવળાની દશીઓ ખૂબ કોમળ હોવાથી નાનામા નાના જતુઓની પણ તેનાથી રક્ષા થાય છે

સામાયિકના આ ઉપકરણોમા ધાર્મિક પુસ્તકોનો સ્પષ્ટ ઉલ્લેખ નથી, તેનુ કારણ એ છે કે પહેલા ગુરુમુખેથી ઉપદેશ શ્રવણ કરીને જ્ઞાન મેળવવામા આવતુ અને તે વખતે પુસ્તકોનો પ્રચાર ન હતો પરતુ પછીથી જ્ઞાનના સાધન તરીકે પુસ્તકનો પ્રચાર વધ્યો અને આજે તો એ ખૂબ મહત્વનુ સાધન થઇ પડયું છે, એટલે ધાર્મિક પુસ્તકોને પણ સામાયિક વખતે સાથે રાખવામા આવે છે

## ૬—સામાયિકની પ્રતિજ્ઞા

સામાયિક વખતે શુ ન કરાય અને શું કરાય તે વિષે તમને કોઇ સ્પષ્ટ ખ્યાલ નથી, એટલે જ કહો છો કે ગપ્પા સપ્પા મારવાના અને ઘડી કે ઘડિયાળ ૪૮ મીનીટનો સમય બતાવે ત્યારે ઉઠીને ઊભા થવાનુ અહી તમારે એ

જાણવાની જરૂર છે કે સામાયિક કરનાર પ્રથમ શરીર વસ્ત્ર અને ઉપકરણની શુદ્ધિ સાચવે છે, પછી ભૂમિનુ પ્રમાર્જન કરે છે અને ત્યાર બાદ કટાસણુ પાથરી તેના પર ઊભા રહી સામાયિક લેવાનો વિધિ કરે છે તે વખતે 'કરેમિભ તે' સૂત્રના પાઠથી ખાસ પ્રતિજ્ઞા ઉચ્ચરવામા આવે છે, તે આ પ્રમાણે

करेमि भते सामाइय, सावज्ज जोग, पच्चक्खामि। जावनियम पज्जुवासामि, दुविह तिविहेण, मणेण वायाए काएण न करेमि न कारवेमि। तस्स भते! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाण वोसिरामि ॥

'હે પૂજ્ય! હુ સમભાવની સાધના કરવાને ઈચ્છુ છુ તે માટે સર્વ સાવદ્ય યોગોનુ અર્થાત્ પાપવાળી પ્રવૃત્તિઓનુ પ્રત્યાખ્યાન કરુ છુ જ્યાં સુધી હુ (બે ઘડીના) નિયમને સેવું ત્યા સુધી મન, વચન અને કાયા વડે પાપ પ્રવૃત્તિ કરીશ નહિ કે કરાવીશ નહિ હે ભગવત! અત્યાર સુધી તે પ્રકારની જે કાઈ પાપમય પ્રવૃત્તિ થઈ હોય, તેમાથી હુ નિવૃત્ત થાઉ છુ, તેને હુ ખોટી ગણુ છુ, તે બાબતનો આપની સામે એકરાર કરુ છુ અને એ પાપી પ્રવૃત્તિ કરનાર મારા (કષાય) આત્માનો ત્યાગ કરુ છુ'

અહી પ્રત્યાખ્યાન (પચ્ચકખાણુ) પાપવાળી પ્રવૃત્તિઓનુ થાય છે, અને તે છ કોટિથી થાય છે, એટલે સામાયિક કરનાર એવી પ્રતિજ્ઞા ગ્રહણુ કરે છે કે–

(૧) હુ મનથી પાપ કરીશ નહિ
(૨) હુ વચનથી પાપ કરીશ નહિ
(૩) હુ કાયાથી પાપ કરીશ નહિ
(૪) હુ મનથી પાપ કરાવીશ નહિ
(૫) હુ વચનથી પાપ કરાવીશ નહિ
(૬) હુ કાયાથી પાપ કરાવીશ નહિ

એટલે સામાયિક કરનાર ગપ્પા સપ્પા મારીને વચનથી પાપ કરી શકતો નથી તમે સામાયિક વખતે કોઈ સ્ત્રી પુરુષોને ગપ્પા સપ્પા મારતા જોયા હોય, તેટલા પરથી જ એમ માની લેવુ કે સામાયિક કરનારા આવી જ પ્રવૃત્તિ કર્યા કરે છે, તે ઉચિત નથી એક સુજ્ઞ મનુષ્ય તરીકે આ વસ્તુમા ઊંડા ઉતરી મૂળ વસ્તુ શુ છે? તે સમજી લેવુ જોઈએ

## ૭—સામાયિકમા શુ ન કરાય?

સામાયિકમા શુ ન કરાય? તે અંગે શાસ્ત્રકારોએ ચોકસ નિયમો બાધ્યા છે, જે સામાયિકના (સામાયિકમાં લાગતા) ૩૨ દોષો તરીકે પ્રસિદ્ધ છે તમે આ નિયમો જુઓ એટલે તમારી ખાત્રી થશે કે સામાયિક કરનારે કેટલી બધી કાળજીથી વર્તવાનુ હોય છે

બત્રીશ દોષોમા ૧૦ દોષ મનના, ૧૦ દોષ વચનના અને ૧૨ દોષ કાયાના છે તે આ પ્રમાણે

### મનના ૧૦ દોષો

(૧) સામાયિકના સમય દરમિયાન આત્મહિત કે

આત્મકલ્યાણ સિવાય બીજા કોઈ વિચાર કરે તો **અવિવેક દોષ** લાગે

(૨) લોકો વાહવાહ કરે એવી ઈચ્છાથી સામાયિક કરે તો **યશ.કીર્તિ દોષ** લાગે

(૩) સામાયિક દ્વારા કોઈ પણ જાતના ધનલાભની ઈચ્છા રાખે તો **લાભવાછાદોષ** લાગે

(૪) અન્ય લોકો કરતા હુ સારુ સામાયિક કરુ છુ અને તેથી હુ બધા કરતા ચઢિયાતો છુ, એવા વિચાર કરે તો **ગર્વદોષ** લાગે

(૫) હું સામાયિક નહિ કરુ તો અન્ય લોકો શું કહેશે? એવા ભયથી સામાયિક કરે તો **ભયદોષ** લાગે

(૬) સામાયિક કરીને તેના ફલ તરીકે સાંસારિક સુખના અભિનિવેશવાળી આશસા કરે તો **નિદાનદોષ** લાગે

(૭) સામાયિકનુ ફળ મળશે કે કેમ? એવો વિચાર કરે તો **સશયદોષ** લાગે

(૮) કોઈ પણ કારણથી ઉત્પન્ન થયેલા રોષમા ને રોષમા સામાયિક કરે તો **રોષદોષ** લાગે,

(૯) જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તેના ધારક સાધુ પ્રત્યે શ્રદ્ધા અને વિનય વગર સામાયિક કરે તો **અવિનય દોષ** લાગે

(૧૦) ભક્તિભાવ, બહુમાન અને ઉમ ગ સિવાય સામાયિક કરે તો **અબહુમાન દોષ** લાગે

હવે વચનના ૧૦ દોષો જોઈએ

## વચનના ૧૦ દોષો

(૧૧) કડવુ, અપ્રિય કે અસત્ય વચન બોલે તો કુવચન દોષ લાગે

(૧૨) વગર વિચાર્યે એકાએક વચન કહે તો સહસાત્કાર દોષ લાગે

(૧૩) શાસ્ત્રની દરકાર રાખ્યા વિના કોઈ પણ વચન બોલે તો સ્વચ્છંદ દોષ લાગે

(૧૪) સામાયિક લેતી વખતે તેની વિધિના પાઠ તથા સ્વાધ્યાય દરમિયાન સૂત્ર-સિદ્ધાંતના પાઠ ટુંકાવીને બોલી જાય તો સંક્ષેપદોષ લાગે (મતલબકે જેટલો પાઠ હોય તેટલો જ બોલવો જોઇએ અને સ્પષ્ટ બોલવો જોઈએ )

(૧૫) સામાયિક દરમિયાન કોઈ સાથે કજિયો-કંકાસ થાય તેવુ બોલે તો કલહદોષ લાગે

(૧૬) સામાયિક દરમિયાન સ્ત્રીકથા, ભક્તકથા, દેશકથા, અને રાજકથા કરે તો વિકથાદોષ લાગે. સ્ત્રીકથા એટલે સ્ત્રીના રૂપલાવણ્ય, કળા વગેરે સબંધી વાર્તાલાપ-વાતચીત ભક્તકથા એટલે ભોજનના સ્વાદ બનાવટ વગેરે સબંધી વાતચીત દેશકથા એટલે લોકાચાર સબંધી વાતચીત અને રાજકથા એટલે રાજાની સમૃદ્ધિ કે શોભા યા રાજનીતિ આદિ સબંધી વાતચીત વાતચી તોની માણસના મર્મ પર ઘણી અસર થાય થાય છે, તેથી

જે વાત આત્માને અહિતકારી છે તેનો અહી નિષેધ કરવામા આવ્યો છે ગપ્પા–સપ્પામા આમાની જ કોઇ વાતચીત હોય છે, એટલે વિકથાથી તેનો નિષેધ સમજી લેવાનો છે

(૧૭) સામાયિકમા કોઈની હાંસી કરે કે હસવા લાગે તો હાસ્યદોષ લાગે

(૧૮) સામાયિકના સૂત્રપાઠમા કાનો, માત્રા કે મી ક ઓછુવત્તુ બોલે, હ્રસ્વનો દીર્ઘ બોલે કે દીર્ઘનો હ્રસ્વ બોલે અથવા જોડાક્ષરોને છૂટા પાડીને બોલે અને છૂટા અક્ષરોને જોડીને બોલે તો અશુદ્ધદોષ લાગે

(૧૯) સામાયિકમા નિરપેક્ષ એટલે અપેક્ષારહિત વચન બોલે તો નિરપેક્ષદોષ લાગે 'આ કાર્ય હું જરૂર કરીશ જ' 'તમારુ કામ થશે જ' વગેરે વાક્યપ્રયોગો નિરપેક્ષ છે 'આ કાર્ય માટે હું બનતો પ્રયત્ન કરીશ' 'તમારુ કામ થવા સભવ છે,' વગેરે વાક્યો સાપેક્ષ છે

[ આનુ વિશેષ વિવેચન 'નયવિચાર' નામના નિબધમા જોઈ શકાશે ]

(૨૦) સામાયિકના સમય દરમિયાન ગણગણ્યા કરે અથવા સૂત્રપાઠમા ગરબડ–ગોટો વાળે તો મુણમુણદોષ લાગે

## કાયાના ૧૨ દોષો

(૨૧) સામાયિકમા પગ પર પગ ચડાવીને બેસે તો અયોગ્યાસન દોષ લાગે

(૨૨) ડગમગતાઆસને કે જ્યાથી ઉઠવુ પડે તેવા આસને બેસીને સામાયિક કરે તો અસ્થિરાસન દોષ લાગે

(૨૩) સામાયિકમા બેસીને ચારે તરફ નજર ફેરવે તો ચલદષ્ટિદોષ લાગે

(૨૪) સામાયિકમા બેઠા પછી ઘરકામ કે વેપાર વણજને લગતો કોઈ ઈશારો સજ્ઞાથી કરે તો સાવદ્યક્રિયા દોષ લાગે

(૨૫) સામાયિક કરતી વખતે કોઈ ભીત કે થાભલાનુ આલબન લઈને બેસે તો આલબનદોષ લાગે જેને આસનસિદ્ધિ કરવી છે, તેણે તો મેરુદડ(કરોડરજ્જુ)ને ટટાર રાખીને બેસવાનો અભ્યાસ કરવો જોઈએ

(૨૬) સામાયિકમા બેસીને હાથપગ લાબાટૂકા કરે તો આકુચન-પ્રસારણદોષ લાગે

(૨૭) સામાયિકના સમયમા આળસ મરડે તો આળસદોષ લાગે

(૨૮) સામાયિકના સમય દરમિયાન હાથ-પગની આગળીઓના ટચાકા ફોડે તો મોટનદોષ લાગે

(૨૯) સામાયિક કરતી વખતે શરીરનો મેલ ઉતારે તો મલદોષ લાગે

(૩૦) સામાયિકના સમયમા એદીની માફક બેસી રહે તો વિમાસણદોષ લાગે

(૩૧) સામાયિક લઈને ઊંઘે તો નિદ્રાદોષ લાગે.

(૩૨) સામાયિકમા ટાઢ વગેરેના કારણથી કે વિના કારણે વસ્ત્રને સકોરે તો વસ્ત્ર-સકોચનદોષ લાગે

## ૮—સામાયિકમાં શુ કરાય?

કરેમિભતેના પાઠથી સામાયિક ગ્રહણ કર્યા પછી

પોતાના આસને બેસીને સ્થિર થવાને તથા સ્વાધ્યાય કરવાને આદેશ માગવામા આવે છે તેને અર્થ એ છે કે સામાયિકન સમય દરમિયાન બે ઘડી એટલે ૪૮ મીનીટ સુધી મા સ્વાધ્યાય કરવાને છે'

પેલા ભાઈએ પૂછયુ કે 'સ્વાધ્યાયથી શું સમજવુ ?

અમે કહ્યુ 'સૂત્રને પાઠ લેવો તથા અર્થ ગ્રહણ કરવે એ વાચના નામને પ્રથમ પ્રકારને સ્વાધ્યાય કહેવાય છે એટલે સામાયિકના સમય દરમિયાન ગુરુ કે અધ્યાપ પાસે ધાર્મિક શીખી શકાય અથવા શીખવાની બુદ્ધિ સ્વય અધિકાર મુજબના ધાર્મિક પુસ્તકો વાચી શકાય

સૂત્રના પાઠ કે અર્થ સબધી પ્રશ્ન પૂછવા તે પૃચ્છ નામને બીજા પ્રકારને સ્વાધ્યાય કહેવાય છે, એટલે ત સબધી જે કાઇ પ્રશ્નો આપણા મનમા ઉદ્ભવતા હોય ગુરુ, અધ્યાપક કે વડીલને પૂછી શકાય

સૂત્રના પાઠોની તથા અર્થની આવૃત્તિ કરવી તે પર વર્તના નામને ત્રીજા પ્રકારને સ્વાધ્યાય કહેવાય છે, એટ જે સૂત્રો, એના પદાર્થ તથા સ્તુતિઓ-સ્તવનો વગેરે ચ કરી જવાથી ભૂલાય નહિ અથવા જેનાથી સ્વાધ્યાયતપ થાય યાદ કરી શકાય મત્રજપ પણ એક પ્રકારની સૂત્ર આવૃત્તિ છે, એટલે તે પણ કરી શકાય યોગશાસ્ત્રમા મ જપને સ્પષ્ટ રીતે સ્વાધ્યાય કહેવામા આવ્યો છે ×

× જુઓ પાતજલયોગસૂત્ર, સાધનપાદ, સૂત્ર પહેલુ

જિનોપદિષ્ટ વચનો પર સૂક્ષ્મ ચિંતન કરવું તે અનુપ્રેક્ષા નામનો ચોથા પ્રકારનો સ્વાધ્યાય કહેવાય છે, એટલે તેમા કાર્યોત્સર્ગ કરીને અથવા એમને એમ સૂત્રાર્થચિંતન કરી શકાય

કોઇને ધર્મ કહેવો અથવા ધર્મચર્ચા–વિચારણા કરવી તે ધર્મકથા નામનો પાચમા પ્રકારનો સ્વાધ્યાય કહેવાય છે, એટલે તેમા કોઇને ધર્મ સબધી ઉપદેશ આપી શકાય, ધાર્મિક કથાવાર્તાઓ કહી શકાય અને તત્ત્વચર્ચા પણ કરી શકાય

સ્વાધ્યાયનું પ્રમાણ જેમ જેમ વધતુ જાય છે, તેમ તેમ તત્ત્વબોધ સ્ફુટ થતો જાય છે અને વિષય તથા કષાયનુ જોર નરમ પડતુ જાય છે, આથી સમભાવની સિદ્ધિ કે જે સામાયિકનુ મુખ્ય લક્ષ્ય છે, તે તરફનુ પ્રયાણ ઝડપી બને છે, અનેરી ઝવકથી પ્રકટી નીકળે છે

## ૯—પૌદ્ગલિક સુદરતાની નિ સારતા

જો તમે એમ માનતા હો કે સુંદરતા તો ખાનપાનમા હોય, વસ્ત્ર–અલકારોમા હોય, મકાન–મહેલાતોમા હોય, બાગ બગીચામા હોય, પ્રાકૃતિક દશ્યોમા હોય કે યૌવનથી થનગનતા દેહમા હોય પણ તે સામાયિક જેવી એક ધાર્મિક ક્રિયામા ન હોઈ શકે, તો એ કાચને હીરો ને હીરાને કાચ માનવા જેવી ગભીર ભૂલ છે

ખાનપાન કે ભોજનની સુદરતા કેટલો વખત ? કોળિયો મુખમા જાય અને કઠની નીચે ઉતરે પછી એની કોઇ

સુંદરતા ખરી ? કોઈએ જમેલું સ્વાદિષ્ટ ભોજન મુખવાટે બહાર કાઢ્યું હોય તો કેવું લાગે ? તેને સુંદર કહેવા તમે તૈયાર છો ખરા ?

વસ્ત્રો નવા હોય ત્યારે સુંદર લાગે છે, પણ થોડી જ વારમાં મેલા થઈ જાય છે, ફાટે છે, તૂટે છે, તથા પોતાની સુંદરતા ગુમાવી દે છે કોઇ સારા માણસો ફાટેલા-તૂટેલા વસ્ત્રો પહેરતા નથી, તેનું કારણ શું ?

અલંકારો પોતાની સુંદરતા વડે મનને થોડી વાર મોહિત કરે છે, પણ વખત જતા એ જ અલંકારો ગમતા નથી, તેનો ઘાટ બદલવાનું મન થાય છે, આ શું સૂચવે છે ? રોજ ફેશનો બદલાય છે, એનો અર્થ જ એ કે અલંકારોમાં કાયમી સુંદરતા નથી વળી અલંકારો ઝાંખા પડે છે, ઘસાય છે, ભાગે છે અને કોઇ રાસાયણિક પદાર્થનો એવો સંયોગ થઇ જાય તો પોતાની બધી સુંદરતા ગુમાવી બેસે છે અલંકારોની સુંદરતા પાછળ માણસોના કેવા હાલ થાય છે, તે કોનાથી અજાણ્યું છે ?

મકાન અને મહેલાતોની પણ એ જ હાલત છે નવા હોય ત્યારે મનનું રંજન કરે છે, પણ વખત જતા મકાનની ફેશન બદલાઇ જવાથી તે ગમતા નથી વળી તેનો રંગરોગાન ઉડી જાય છે, તેના ચિત્રો ઝાંખા પડી જાય છે અને દિવાલો વગેરે જર્જરિત થઈ તૂટવા માંડે છે. જે રાજમહેલો એક દિવસ સુંદરતા માટે પંકાતા હતા, ત્યાં આજે ઘોડાના તબેલા થયા છે અને કોઈ તે તરફ નજર પણ કરતું નથી '

બાગબગીચા પણ એજ કોટિમા છે એક વખત તેના સઘનવૃક્ષો, તેની વલિત લતાઓ, તેના મનોહર પુષ્પો, તેના રમણિય જલપ્રપાતો મનને આનદથી ભરી દેતા હોય છે, તેજ બીજી વખત મનનુ જરાયે આકર્ષણ કરતા નથી, કારણ કે તેમણે પોતાની મૂળ સુંદરતા ગુમાવી દીધી હોય છે જૂના બગીચાઓ ઉખડે છે અને નવા બગીચાઓ બને છે, તેનુ કારણ આજ છે

દેહની સુંદરતા કે જેને માટે માણસો મરી પડે છે અને ન કરવાના કામો કરે છે, તે પણ આવી ક્ષણિકજ છે જો કોઈને સુંદરતાનુ અભિમાન હોય તો તે પણ કરવા જેવુ નથી, કારણ કે એ ચાર દિવસનુ ચાંદરણુ છે જે દેહને સુંદર રાખવા માટે રોજ કિંમતી ઉદ્વર્તનો વપરાતા, અનેક જાતના સુગધી જળોનો ઉપયોગ થતો અને વિવિધ પ્રકારના તેલો ને અત્તર-સેન્ટો ઉપયોગમા લેવાતા તે દેહ પણ ક્ષણમાત્રમા પોતાની સુંદરતા ગુમાવી બેસે છે, ત્યારે બીજા દેહની તો વાતજ શી કરવી? સનત્કુમાર ચક્રવર્તીનો પ્રબધ આ બાબત પર વધારે પ્રકાશ પાડશે

## સનત્કુમાર ચક્રવર્તીનો પ્રબધ

એક વખત દેવસભામા નાટક થતુ હતુ દેવોનો રાજા ઇદ્ર તથા બીજા દેવો તે જોઈ રહ્યા હતા એવામા એક ખૂબ તેજસ્વી દેવ આવ્યો તેને જોઈ બધા અજાઇ ગયા થોડી વારે તે ચાલી ગયા પછી દેવોએ ઇંદ્રને પૂછ્યુ

કે 'આવો રૂપાળો બીજો કોઈ દેવ હશે ?' ઇંદ્રે કહ્યુ કે દેવની વાત તો દૂર રહી, પણ સનત્‌કુમાર ચક્રવર્તીના રૂપ આગળ આ રૂપ કોઈ વિસાતમા નથી' આ શબ્દો સાભળીને બે દેવોને મન થયુ કે ચાલો, આપણે સનત્‌કુમાર ચક્રવર્તીનુ રૂપ જોઈએ

તેઓ બ્રાહ્મણનુ–વિપ્રનુ રૂપ લઈ હસ્તિનાપુર આવ્યા અને રજા લઈને રાજમહેલમા દાખલ થયા તે વખતે સનત્‌કુમાર ચક્રવર્તી સ્નાનાગારમા સ્નાન કરવા બેઠેલા હતા દેવો તેમનુ રૂપ જોઈને ચકિત થઈ ગયા અને વિચારવા લાગ્યા કે આ તો ઇંદ્ર મહારાજે કહ્યુ હતું તેના કરતા પણ વધારે રૂપ છે!'

સનત્‌કુમારે પૂછ્યુ કે 'હે વિપ્રવર્યો! આપનુ પધારવુ કેમ થયુ ?' વિપ્રોએ જવાબ આપ્યો કે 'તમારુ રૂપ દુનિયામા વખણાય છે, તે જોવા આવ્યા છીએ' આ સાંભળીને સનત્‌કુમારે કહ્યુ કે 'જો તમારે મારુ રૂપ જ જોવુ હોય તો અત્યારે શુ આવ્યા ? જ્યારે હુ સ્નાન કરીને વસ્ત્રાલકાર ધારણ કર્યા બાદ રાજસભામા આવુ ત્યારે જોજો'

સનત્‌કુમાર સ્નાન કર્યા પછી એક ચક્રવર્તીને યોગ્ય સુંદર આભૂષણો ધારણ કરીને રાજસભામા આવ્યા પેલા બ્રાહ્મણોએ તેમનુ રૂપ જોયુ, પણ તેઓ મસ્તક ડોલાવવાને બદલે ઉદાસીન બની ગયા આ જોઈ સનત્‌કુમારે પૂછ્યુ કે 'હે વિપ્રવર્યો! ઘડી પહેલા તમે મારુ રૂપ જોયુ ત્યારે તમારા મન પર ઉલ્લાસ તરવરતો હતો અને અત્યારે

ઉદાસીનના કેમ છે ?' પેલા બ્રાહ્મણોએ કહ્યુ 'મહારાજ ! એ શરીરમા ને આ શરીરમા ઘણો ફેર પડી ગયો છે હાલ તમારા શરીરમા અનેક રોગોની ઉત્પત્તિ થઈ ચૂકી છે, તેથી તેનુ તેજ ઘણુ ઘટી ગયુ છે' આટલું કહી તે બ્રાહ્મણો ચાલ્યા ગયા

સનત્કુમારે બારીકાઇથી જોયુ તો તેમને પણ શરીરનુ તેજ-શરીરની કાંતિ ઘટી ગયેલી જણાઈ આથી તેમને શરીર પર જ નહિ, સમગ્ર સંસાર પર વૈરાગ્ય થયો અને તેઓ સંયમના માર્ગે સીધાવ્યા

સનત્કુમાર મુનિ છઠ્ઠના પારણે છઠ્ઠનો તપ કરવા લાગ્યા અને પારણાને દિવસે લૂખો-સૂકો આહાર લેવા લાગ્યા ક્યા ચક્રવર્તીનુ અનેક મસાલાથી મઘમઘતુ સ્વાદિષ્ટ ભોજન અને ક્યા લૂખો-સૂકો આહાર ! તેમના શરીરમાં ક્ષયકર સોળ રોગ તો લાગુ જ હતા આખા શરીરે ખરજ સોજા, કોઢ, શ્વાસ, ખોરાક પર અરુચિ, પેટમા પીડ, આંખોનો દુખાવો, વગેરે પીડતા હતા અને જ્વર પણ તે બધાનો સહચારી બન્યો હતો આમ છતા તેઓ પોતાના નિશ્ચયથી ડગ્યા નહિ તપશ્ચર્યા પૂર્વવત્ ચાલુ જ રાખી આથી તેમને અનેક પ્રકારની લબ્ધિઓ (વિશિષ્ટ શક્તિઓ) ઉત્પન્ન થઈ ને તેઓ આ લબ્ધિઓનો ઉપયોગ કરે તો બધા રોગો મટી જાય અને કાયા પુન કંચનવરણી બની જાય, પણ હવે તેમને કાયાની સુંદરતા ખપતી ન હતી માત્ર આત્માની સુંદરતા જ જોઈતી હતી અને તે માટેના પ્રયાસો અવિરત ચાલુ હતા

એક વખત જ્યા સનત્કુમાર મુનિ તપ કરતા હતા, ત્યા બે વૈદ્યો આવ્યા તેમણે કહ્યુ કે 'હે રાજન્! અમે ધર્મવૈદ્ય છીએ, બધાની મફત દવા કરીએ છીએ, તમે કહો તો તમારા રોગોની પણ દવા કરીએ'

સનત્કુમાર મુનિએ કહ્યુ કે 'તમે શેની દવા કરો છો? શરીરના રોગોની? એ તો મારા મિત્ર છે, કેમકે એના દ્વારા મારા અશુભ કર્મોનો ધ્વસ થાય છે હા, જો આત્માનો રોગ મટાડતા હો તો કહો બાકી શરીરના રોગો તો હુ પણ મટાડી શકુ છુ' એમ કહી તેમણે કોઢેલી આગળી પર થૂક લગાડયુ, ત્યા આગળી કચનવરણી થઇ ગઇ

આ જોઈ પેલા બે વૈદ્યો તેમના ચરણે પડયા અને બોલ્યા કે 'હે રાજન્! અમને ક્ષમા કરો પહેલા પણ આપનુ રૂપ જોવા અમે જ આવ્યા હતા આ જગતમા આપના જેવા તો વિરલ જ હશે કે જે છતી શક્તિએ રોગ ન મટાડે અને તેની વેદના સમભાવે સહન કરી લે' આટલુ કહી તે અતર્ધાન થયા

ઘણા વર્ષ ઉગ્ર તપ કરી તેઓ સ્વર્ગમા સીધાવ્યા આવા ઉગ્ર સયમી–તપસ્વીની સદ્ગતિ થાય એમા કાઈ આશ્ચર્ય નથી

બાહ્ય સુદરતાની સ્થિતિ આવી હોવાથી જ અમે સર્વ પૌદ્ગલિક સુદરતાઓને નિ સાર કહીએ છીએ જે સુદરતા ક્ષણભર પોતાની ચમક બતાવીને ચાલી જાય અને મનુષ્યને વિષાદના ઘેરા વમળમા હડસેલતી જાય તેનુ મૂલ્ય શું? કાચ કરતા તેને વધારે કિંમતી કઈ રીતે ગણી શકાય?

## ૧૦—સામાયિક સુંદરતાનો સાગર છે

સામાયિક એ ધર્મની કોઇ સામાન્ય ક્રિયા નથી, પણ મહાક્રિયા છે, સર્વ શ્રેષ્ઠ ક્રિયા છે અને તે આત્માની સુંદરતા પૂર્ણપણે પ્રકટ કરનાર સુંદરતાનો મહાસાગર છે'

અમારા આ શબ્દોએ પેલા ભાઈના મન પર સારી અસર કરી હવે તેમને સામાયિકમા રસ પડવા લાગ્યો તેમણે પૂછ્યુ સામાયિક સર્વશ્રેષ્ઠ ધાર્મિક ક્રિયા છે, એમ શાથી કહો છો ?'

અમે કહ્યું 'આ અભિપ્રાય અમારો પોતાનો નથી, પણ આપણા મહર્ષિઓનો છે તેઓએ કહ્યુ છે કે—

'આજ સુધીમા જે આત્માઓ મોક્ષે ગયા તે સામાયિકના પ્રભાવથી ગયા આજે જે આત્માઓ મોક્ષમા જાય છે તે સામાયિકના પ્રભાવથી જાય છે અને ભવિષ્યમા જે આત્માઓ મોક્ષે જશે તે પણ સામાયિકના પ્રભાવથી જ જશે એમ જાણવુ ' ૧

'ભગવાને શારીરિક અને માનસિક અનેક દુ ખોના નાશરૂપ મોક્ષના પરમ ઉપાય તરીકે સામાયિકને જ કહેલુ છે' ૨

મોક્ષની પ્રાપ્તિ સકલ કર્મના ક્ષય વડે થાય છે અને

---

१ जे केवि गया मोक्ख, जे वि य गच्छंति जे गमिस्सति ।
ते सव्वे सामाइयप्पभावेण मुणेयव्वो ॥

२ तस्माज्जगाद् भगवान सामायिकमेव निरुपमोपायम् ।
शारीरमानसानेकदु खनाशस्य मोक्षस्य ॥

તેવો કર્મક્ષય સામાયિકથી ત્વરિત બને છે તે અંગે તેમણે
કહ્યુ છે—

'અતિ તીવ્ર તપ કરી રહેલો જે કર્મને કોડો જન્મમ
ખપાવી શકતો નથી, તે સમભાવથી ભાવિત થયેલા ચિત્તવાળે
અર્ધી ક્ષણમા ખપાવી દે છે' ૩

કેવળજ્ઞાન કે જેની પ્રાપ્તિ માટે મુમુક્ષુઓ નિરવ
અભિલાષાઓ રાખે છે અને મુનિવરો સતત પુરુષાર્થ કરે
છે, તે પણ સામાયિકથી જ સિદ્ધ થાય છે આ રહ્યા તે
પ્રતીતિ કરાવનારા વાક્યો

'સામાયિકથી વિશુદ્ધ થયેલો આત્મા ઘાતીકર્મોનો
સર્વથા નાશ કરીને લોક અને અલોકને પ્રકાશક એવુ
કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે' ૪

સમ્યક્ ચારિત્ર કે જેના પર મોક્ષપ્રાપ્તિનો મુખ્ય
આધાર છે, તે પણ સામાયિકથી જ સભવે છે અને સામા
યિકથી જ વિકાસ પામે છે આ વસ્તુ તેમણે નિમ્ન શબ્દોર્મા
વ્યક્ત કરી છે

'જેમ સર્વ ભાવનો-પદાર્થોનો આધાર આકાશ છે, તેમ
સર્વ ગુણોનો આધાર સામાયિક છે, કેમકે જેમને સામાયિક

૩ तिव्वतम तवमाणो, ज न विनिट्ठवइ जम्मकोडिहिं ।
त समभावभाविअचित्तो, खवेइ कम्म खणद्धेण ॥

४ सामायिकविशुद्धात्मा, सर्वथा घातिकर्मण ।
क्षयात् केवलमाप्नोति, लोकालोकप्रकाशकम् ॥

તથા, તે ચરણગુણોથી–ચારિત્ર અને જ્ઞાનાદિ ગુણોથી યુક્ત થઈ શકતા નથી.' ૫

પૂર્વના સર્વ તીર્થંકરોએ આત્મકલ્યાણની સિદ્ધિમાટે સામાયિક રૂપ ચારિત્ર અંગીકાર કર્યું હતું અને શ્રી મહાવીર પ્રભુએ પણ એ જ માર્ગે ચાલીને સામાયિકપૂર્વક સર્વ વ્રતનો સ્વીકાર કર્યો હતો. તે અંગે વાચકશેખર શ્રી ઉમાસ્વાતિ મહારાજે તત્ત્વાર્થાધિગમસૂત્રની સંબંધકારિકામાં કહ્યું છે કે—

जन्मजरामरणार्तं जगदशरणमभिसमीक्ष्य निःसारम् ।
स्फीतमपहाय राज्यं, शमाय धीमान् प्रवव्राज ॥१५॥
प्रतिपद्याशुभशमनं, निःश्रेयससाधकं श्रमणलिङ्गम् ।
कृतसामायिककर्मा, व्रतानि विधिवत् समारोप्य ॥१६॥

'જન્મ, જરા અને મરણથી પીડિત જગતને અશરણ જોઈ વિશાલ પરંતુ નિઃસાર એવા રાજ્યસુખનો ત્યાગ કરી એ મેધાવી મહાપુરુષ શમસાધના માટે પ્રવ્રજિત થયા અને તેમણે સામાયિકકર્મ કરવાપૂર્વક વ્રતોનો વિધિવત્ સ્વીકાર કરીને અશુભને શમાવનાર તથા મોક્ષને સાધનાર શ્રમણલિંગને × ધારણ કર્યું.'

આ મહાપુરુષોના પગલે ચાલનાર સર્વ શ્રમણો

---

૫ सामायिकं गुणानामाधारः खमिव सर्वभावानाम् ।
नहि सामायिकहीनाश्चरणगुणान्विता येन ॥

× શ્રમણલિંગ એટલે સાધુનો વેશ

ચારિત્ર અંગીકાર કરતા પહેલા સામાયિકનો સ્વીકાર કરે છે * અને જીવનભર તેની સાધનામા મગ્ન રહે છે

સામાયિક એ સાધુજીવનની પારાશીશી છે જેટલા અંશે સામાયિકની સિદ્ધિ તેટલા અંશે સાધુજીવનની સફળતા.

જૈન મહર્ષિઓએ રત્નત્રયી એટલે દર્શન-જ્ઞાન-ચારિત્રની શુદ્ધિ માટે ષડાવશ્યકની પ્રરૂપણા કરી છે, તે આ પ્રમાણે —

(૧) सामाइय—સામાયિક

* દીક્ષાને માટે યોગ્ય મુમુક્ષુના પ્રશ્નશુદ્ધિ કાલશુદ્ધિ ક્ષેત્રશુદ્ધિ, દિશાશુદ્ધિ અને વન્દનાશુદ્ધિ થયા બાદ ગુરુ મહારાજ તેને સર્વ પાપની પ્રત્યાખ્યાન રૂપ નીચેનો પાઠ ઉચ્ચરાવી સામાયિક નામનુ પ્રથમ ચારિત્ર આપે છે

करेमि भंते! सामाइयं सावज्जं जोगं पच्चक्खामि, जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि न कारवेमि करतंपि अन्नं न समणुजाणामि । तस्स भंते! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि ॥

હે ભગવંત! હુ સામાયિક કરુ છુ, (એટલે કે) સર્વ પાપ-વ્યાપાર છોડવાની પ્રતિજ્ઞા કરુ છુ જ્યા સુધી જીવિત રહુ ત્યાં સુધી ત્રણ પ્રકારે ત્રણ પ્રકારે એટલે મનથી, વચનથી, કાયાથી પાપવ્યાપાર કરુ નહિ, કરાવુ નહિ અને કરતો સારા માનુ નહિ હે ભગવંત! ભૂતકાળમા મારાથી જે પાપ-વ્યાપાર થયો હોય તેથી પાછો ફરુ છુ, તેને નિંદુ છુ, તેની ગર્હા કરુ છુ અને આ પ્રકારની મલિન પ્રવૃત્તિ કરનાર આત્માનો ત્યાગ કરુ છુ

(૨) चउवीसत्थओ—ચતુર્વિંશતિ સ્તવ ચોવીશ તીર્થંકરોની સ્તુતિ-ભક્તિ વ્યવહારથી સર્વ તીર્થંકરોની સ્તુતિ-ભક્તિ

(૩) वंदणय—વંદનક. ગુરુને વિધિપૂર્વક વંદના કરવાની ક્રિયા.

(૪) पडिक्कमण—પ્રતિક્રમણ સ્ખલિત આત્માની નિંદા-ગર્હા

(૫) काउस्सग्गो—કાયોત્સર્ગ કાયાને સ્થિર અને વાણીને મૌન કરવાપૂર્વક પ્રતિજ્ઞાબદ્ધ ધ્યાનક્રિયા

(૬) पच्चक्खाण—પ્રત્યાખ્યાન અવિરતિનો ત્યાગ અથવા સંયમગુણની ધારણા

આ ષડાવશ્યકમાં સામાયિકને પ્રથમ સ્થાન આપવાનું કારણ એ છે કે સામાયિક એ મુખ્ય વસ્તુ છે અને બાકીના આવશ્યકો તેના ભેદો છે તે અંગે શ્રીહરિભદ્રસૂરીજીએ આવશ્યકસૂત્રની ટીકામાં કહ્યું છે કે 'तत्र प्रथममध्ययन--सामायिक सममावलक्षणत्वात्, चतुर्विंशतिस्तवादीना च तद्भेदत्वात् प्राथम्यमयेति-સમભાવ લક્ષણવાળું સામાયિક એ અહીં પ્રથમ અધ્યયન છે ચતુર્વિંશતિસ્તવ આદિ તેના જ ભેદો હોવાથી સામાયિકને પ્રથમપણું છે'

(સામાયિક અને અન્ય આવશ્યકોના સાધ્ય-સાધન ભાવ માટેની વિસ્તૃત ચર્ચા જોવા ઇચ્છનારે શ્રીપ્રતિક્રમણ-સૂત્ર પ્રબોધટીકાનો ઉપોદ્ઘાત જોવો. પૃ-૭૪ થી ૭૯)

આ રીતે જિનોપદિષ્ટ સર્વ ક્રિયાઓ
શ્રેષ્ઠ છે, તેથી જ તે શ્રાવકોના વ્રતમાં વિશિ
નિત્ય અભ્યાસ કરવા યોગ્ય મનાયું છે ×
ક્રિયાને સુંદરતાનો સાગર કહીએ તેમાં

## ૧૧—એક સામાયિકથી શું થાય?

અમારા આ પ્રમાણો સાંભળ્યા પછી
સામાયિકની સુંદરતા અને સર્વશ્રેષ્ઠતા માટે
થઈ ગઈ છતાં તેમણે એક પ્રશ્ન કર્યો કે
સામાયિક કરીએ એથી શું થાય? જો બે ત્રણ
તો તેનું જીવનમાં કંઈ ફલ દેખાય'

અમે કહ્યું 'આમ બોલવું તમને ઉચિત
કરતાં બે કરાય છે, બે કરતાં ત્રણ કરાય છે,
રીતે ક્રમશઃ આગળ વધી શકાય છે, પણ જે
ન કરું?' એવા વિચારમાં જ પડ્યો રહે છે, અથવા
શું? એમ કહીને તેને તરછોડે છે, તે કંઈ પ
શકતો નથી

એક સામાયિકનું મૂલ્ય શાસ્ત્રકારોએ કેટલું
છે, તે સાંભળો

दिवसे दिवसे लक्खं, देइ सुवन्नस्स खंडियं एगो ।
एगो पुण सामाइयं करेइ न पहुप्पए तस्स ॥

'એક મનુષ્ય રોજ લાખ ખાંડી સોનાનું દાન દે

× શ્રાવકના બાર વ્રતોમાં નવમું વ્રત સામાયિક છે

કોઈ મનુષ્ય રોજ સામાયિક કરે તો દાન દેનારો તેની તોલની કરી શકે નહિ ”

લાખ ખાંડીના ૨૦ લાખ મણ થાય ૨૦ લાખ મણના ૮ કોડ શેર થાય અને ૮ કોડ શેરના ૩૨૦ કોડ તોલા થાય. એક તોલાનો ભાવ ૧૦૦ રૂપિયા ગણીએ તો પણ તેની કિંમત ૩૨૦ અબજ રૂપિયા જેટલી થાય

એક અબજની સખ્યા કેટલી મોટી છે તે દર્શાવવા વર્તમાન કાળના ગણિતશાસ્ત્રીઓએ નીચેના બે દાખલા ઓ આપ્યા છે. ધારો કે એક કપનીમા ૧ અબજ રૂપિયાની મૂડી છે હવે તે કપની સારી રીતે ચાલતી નથી અને ખોટમા કામ કરે છે તે જો રોજના ૧૦૦૦ રૂપિયા ગુમાવે તો પણ એ મૂડી પૂરી થતા ૨૫૦૦ વર્ષથી વધારે સમય લાગે. અથવા ધારો કે તમારી ફાઉન્ટન પેન અબજ ગણી મોટી થાય તો તેની લબાઈ ૯૫૦૦૦ માઈલની થાય અને તેના ટાંકણાથી ૭૯૦૦ માઈલ જેટલો પૃથ્વીનો ભાગ ઢંકાઈ જાય એટલે ૧ અબજની સખ્યા એ રાક્ષસી સખ્યા છે આવા ૩૨૦ અબજ રૂપિયા કરતા પણ એક સામાયિકનુ મૂલ્ય વધારે છે કહેવાનો આશય એ છે કે તેનુ મૂલ્ય આ જગતના કોઈ પણ પાર્થિવ પદાર્થથી આંકી શકાય તેમ નથી

આપણને સામાયિકની સામગ્રી મળી છે, એ આપણું અહોભાગ્ય છે દેવોને સામાયિકની સામગ્રી મળતી નથી, નારકીના જીવોને પણ સામાયિકની સામગ્રી મળતી નથી અને તિર્યંચોને પણ સામાયિકની સામગ્રી અતિ દુર્લભ છે કહ્યુ છે કે—

આ રીતે જિનોપદિષ્ટ સર્વ ક્રિયાઓમા સામાયિક શ્રેષ્ઠ છે, તેથીજ તે શ્રાવકોના વ્રતમા વિશિષ્ટ સ્થાન પામી× નિત્ય અભ્યાસ કરવા યોગ્ય મનાયુ છે આવી સર્વ શ્રેષ્ઠ ક્રિયાને સુંદરતાનો સાગર કહીએ તેમા શુ ખોટુ છે?'

## ૧૧—એક સામાયિકથી શુ થાય?

અમારા આ પ્રમાણો સાભળ્યા પછી પેલા ભાઈને સામાયિકની સુંદરતા અને સર્વશ્રેષ્ઠતા માટે પૂરી ખાતરી થઈ ગઇ છતા તેમણે એક પ્રશ્ન કર્યો કે 'રોજ એક સામાયિક કરીએ એથી શુ થાય? જો બે ત્રણ કરી શકીએ તો તેનુ જીવનમા કઇ ફલ દેખાય'

અમે કહ્યું 'આમ બોલવુ તમને ઉચિત નથી એક કરતા બે કરાય છે, બે કરતા ત્રણ કરાય છે અને એ રીતે ક્રમશ આગળ વધી શકાય છે, પણ જે 'કરુ કે ન કરુ?' એવા વિચારમાજ પડ્યો રહે છે, અથવા એકમા શુ? એમ કહીને તેને તરછોડે છે, તે કઇ પણ કરી શકતો નથી

એક સામાયિકનુ મૂલ્ય શાસ્ત્રકારોએ કેટલુ આકર્યુ છે, તે સાભળો

दिवसे दिवसे लक्खं, देइ सुवन्नस्स खंडिय एगो ।
एगो पुण सामाइयं करेइ न पहुप्पए तस्स ॥

'એક મનુષ્ય રોજ લાખ ખાડી સોનાનુ દાન દે અને

× શ્રાવકના બાર વ્રતોમાં નવમુ વ્રત સામાયિક છે

બીજો મનુષ્ય રોજ સામાયિક કરે તો દાન દેનારો તેની બરોબરી કરી શકે નહિ '

લાખ ખાડીના ૨૦ લાખ મણ થાય ૨૦ લાખ મણના ૮ ક્રોડ શેર થાય અને ૮ ક્રોડ શેરના ૩૨૦ ક્રોડ તોલા થાય એક તોલાનો ભાવ ૧૦૦ રૂપિયા ગણીએ તો પણ તેની કિંમત ૩૨૦ અબજ રૂપિયા જેટલી થાય

એક અબજની સખ્યા કેટલી મોટી છે તે દર્શાવવા વર્તમાન કાલના ગણિતશાસ્ત્રીઓએ નીચેના બે દાખલા ઓ આપ્યા છે ધારો કે એક કપનીમા ૧ અબજ રૂપિયાની મૂડી છે હવે તે કપની સારી રીતે ચાલતી નથી અને ખોટમા કામ કરે છે તે જો રોજના ૧૦૦૦ રૂપિયા ગુમાવે તો પણ એ મૂડી પૂરી થતા ૨૫૦૦ વર્ષથી વધારે સમય લાગે અથવા ધારો કે તમારી ફાઉન્ટન પેન અબજ ગણી મોટી થાય તો તેની લબાઈ ૯૫૦૦૦ માઈલની થાય અને તેના ઢાકણાથી ૭૯૦૦ માઇલ જેટલો પૃથ્વીનો ભાગ ઢકાઈ જાય એટલે ૧ અબજની સખ્યા એ રાક્ષસી સખ્યા છે આવા ૩૨૦ અબજ રૂપિયા કરતા પણ એક સામાયિકનુ મૂલ્ય વધારે છે કહેવાનો આશય એ છે કે તેનુ મૂલ્ય આ જગતના કોઈ પણ પાથિવ પદાર્થથી આકી શકાય તેમ નથી

આપણને સામાયિકની સામગ્રી મળી છે, એ આપણા અહોભાગ્ય છે દેવોને સામાયિકની સામગ્રી મળતી નથી, નારકીના જીવોને પણ સામાયિકની સામગ્રી મળતી નથી અને તિર્યચોને પણ સામાયિકની સામગ્રી પ્રાય દુર્લભ છે કહ્યુ છે કે—

सामाइय सामग्गि, देवाविं चिंतति हियमज्झंमि ।
जइ होइ मुहुत्तमेगं, ता अम्ह देवत्तणं सुलद्धं ॥

"દેવો પણ હૃદયમા ચિંતવે છે કે જો અમને સા માયિકની સામગ્રી એક મુહૂર્ત એટલે બે ઘડી જ મળી જાય તો અમારુ દેવપણુ સફળ થાય" તાત્પર્ય કે સમગ્ર દેવભવની સાધના કરતા એક સામાયિકની કિંમત અધિક છે એક સામાયિક કરી શકીએ તો પણ અમારુ જીવન સફળ છે, એમ દેવો ચિંતવે છે, પણ તેમ કરી શકતા નથી'

જે વસ્તુ દેવોને પણ દુર્લભ છે, તે વસ્તુ મનુષ્યને અનાયાસે મળી છે, તે મનુષ્યોનુ અહોભાગ્ય નહિ તો બીજુ શુ કહેવાય ?

## ૧૨—રણની ખેતી અને પત્થરના પુષ્પો ?

તમે રણની ખેતી અને પત્થરના પુષ્પોની વાત કરી, તેનો પણ જવાબ આપવો જોઈએ રણમા કઈ ઉગતુ નથી અને પત્થરમા પુષ્પો પ્રકટતા નથી, એ વાત સાચી છે, પણ સામાયિક જેવી એક મહાફલદાયી ક્રિયાની સરખામણી તમે રણ કે પત્થર જોડે કરો એ કોઈ પણ રીતે યોગ્ય નથી આટલુ સમજ્યા પછી હવે અમને લાગે છે કે એ શબ્દો માટે તમે દિલગીર થતા હશો, એટલે વિશેષ કહેવાની જરૂર નથી'

સામેથી જવાબ આવ્યો કે 'મે તમને પ્રારભમા જે કઈ કહ્યુ, તે માટે ખરેખર ! દિલગીર છુ આજે તમે મારાં

જીવનની એક નવી જ દિશા ખોલી દીધી છે તે માટે જેટલો આભાર માનું તેટલો ઓછો છે પણ હવે તમારે સામાયિકની ઓળખાણ બરાબર કરાવવી પડશે હું તો સામાયિક શબ્દનો વાસ્તવિક અર્થ પણ જાણતો નથી!'

અમે કહ્યું 'આપની નિખાલસતાને ધન્યવાદ છે. જો અન્ય યુવાનો પણ આપના જેવી નિખાલસતા દર્શાવે અને એક વસ્તુનું સત્ય સ્વરૂપ સમજ્યા પછી હિંમતભેર તેનો સ્વીકાર કરે તો સમાજનો અભ્યુદય થતા વાર લાગે નહિ

તમે સામાયિકનો અર્થ પૂછ્યો અને ઓળખાણ માગી તે આપતા અમને ઘણો આનંદ થાય છે

## ૧૩—સામાયિકનો અર્થ

શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણે શ્રી વિશેષાવશ્યક ભાષ્યમાં સામાયિકનો અર્થ આ પ્રમાણે આપ્યો છે

' राग-दोष-विरहिओ, समोत्ति अयणं अयोत्ति गमण त्ति।
समगमण (अयण) त्ति समाओ, स एव सामाइयं नाम ॥

' વ્યાકરણની દૃષ્ટિએ સામાયિક શબ્દ સમાયનું તદ્ધિત રૂપ છે, એટલે ' સમાય 'મા સ નો અ વૃદ્ધિ પામીને સા થયો છે અને પાછળ ઇક્ પ્રત્યય આવી ગયો તેથી 'સામાયિક' શબ્દ બન્યો છે હવે સમનો અય કે આય તે સમાય કહેવાય છે, એટલે સમાયમા બે પદો રહેલાં છે એક સમ અને બીજું અય કે આય અહી શ્રીજિનભદ્રગણિ ક્ષમા શ્રમણે અય પદ લીધું છે તેઓ સમ અને અયનો અર્થ

પ્રકાશતા જણાવે છે કે આત્મા રાગ અને દ્વેષથી રહિત થાય ત્યારે તે સમ કહેવાય છે અને અયનનો અર્થ અયન કે ગમન થાય છે જે અયન સમ પ્રત્યે થાય તે સમાય કહેવાય અને જે સમાય છે તેનો જ ભાવ સામાયિક છે તાત્પર્ય કે જે ક્રિયા વડે આત્મા રાગદ્વેષ છોડીને સમ અવસ્થાને પ્રાપ્ત થાય તેનુ નામ સામાયિક

હવે 'અય'ને બદલે 'આય' લઈએ. શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના સ્વોપજ્ઞવિવરણમા સામાયિકનો અર્થ નીચે મુજબ કર્યો છે "रागद्वेषविनिर्मुक्तस्य सतः आयो ज्ञानादीना लाभ प्रशमसुखरूप समाय, समाय एव सामायिकम्। રાગ અને દ્વેષથી મુક્ત થયેલા આત્માને જ્ઞાન વગેરેનો જે પ્રશમસુખરૂપ લાભ થાય તે સમાય અને સમાય તે જ સામાયિક' અહીં શ્રીહેમચંદ્રાચાર્યે સમ અને આય એ બે પદો લીધા છે તેમા સમનો અર્થ સમસુખ-પ્રશમ સુખ અને આયનો અર્થ લાભ કહેલો છે જે આત્મા રાગદ્વેષથી મુક્ત થાય તેને જ્ઞાન વગેરેનો પ્રશમ સુખરૂપ લાભ અવશ્ય મળે છે, એટલે ઉપરના અર્થમા ને આ અર્થમા તાત્ત્વિક તફાવત નથી

## ૧૪—સામાયિકની ઓળખાણ

સામાયિકની ઓળખાણ જૈન મહર્ષિઓના શબ્દોમાં નીચે મુજબ છે—

जस्स सामाणिओ अप्पा, सजमे नियमे तवे ।
तस्स सामाइय होइ, इइ केवलिभासियं ॥

'સર્વજ્ઞ ભગવતે કહ્યુ છે કે જેનો આત્મા સયમ, નિયમ (વ્રત) અને તપમા સારી રીતે આવેલો છે, તેને સામાયિક હોય છે' તાત્પર્ય કે આત્માને સયમ, નિયમ અને તપમા લાવવો તેનુ નામ સામાયિક છે

> जो समो सव्वभूएसु, तसेसु थावरेसु य ।
> तस्स सामाइय होइ, इइ केवलिभासिय ॥

'સર્વજ્ઞ ભગવતે કહ્યુ કે જે ત્રસ અને સ્થાવર એવા સર્વ જીવો પ્રત્યે સમદષ્ટિવાળો છે, તેને સામાયિક હોય છે' તાત્પર્ય કે સર્વ જીવો પ્રત્યે આત્મતુલ્ય ભાવ કેળવવો, મિત્રભાવ રાખવો એ સામાયિક છે

સામાયિકની ઓળખાણ માટે નીચેનો શ્લોક પણ ધ્યાનમા રાખવા યોગ્ય છે —

> समता सर्वभूतेषु, सयम शुभभावना ।
> आर्त्तरौद्रपरित्यागस्तद्धि सामायिक व्रतम् ॥

'સર્વ પ્રાણીઓ પ્રત્યે સમભાવ, સયમ, શુભ ભાવના અને આર્ત્તધ્યાન તથા રૌદ્રધ્યાનનો ત્યાગ એ જ સામાયિક વ્રત છે'

શ્રી ભગવતીસૂત્રના પ્રથમ શતકના નવમા ઉદ્દેશમા શ્રી કાલાસ્યવેષિ અણગારે શ્રમણ ભગવત શ્રીમહાવીરના પાચ મહાવ્રતધારી સ્થવિરોને કેટલાક પ્રશ્નો પૂછ્યા હતા એવો ઉલ્લેખ છે તેમાનો એક પ્રશ્ન એ હતો કે 'के मे अज्जो सामाइए ? के मे अज्जो सामाइअस्स अट्ठे ?' હે આર્ય

ભગવતો ! આપનું સામાયિક શું ? અને સામાયિકનો અર્થ શો ?' તે વખતે એ ઋષિવરે જણાવ્યું હતું કે 'आया णे अज्जो सामाइए, आया णे अज्जो सामाइअस्स अट्ठे ।
'હે આર્ય ! આત્મા એ અમારું સામાયિક છે અને આત્મા એ જ સામાયિકનો અર્થ છે' તાત્પર્ય કે આત્માની સ્વાભાવિક સ્થિતિને પ્રાપ્ત થવું, આત્મભાવમાં તલ્લીન થવું એ જ સામાયિક છે આ જવાબ નિશ્ચયનયનો છે વ્યવહાર નયથી આત્માની સ્વાભાવિક સ્થિતિ પ્રત્યે લઈ જનારા તમામ સાધનો, ક્રિયાઓ કે અનુષ્ઠાનો એ સામાયિક છે'

આ સાંભળી પેલા ભાઈ ગંભીર બની ગયા અને અત્યાર સુધીમાં જે ભારે ભૂલ કરી હતી, તેનો પશ્ચાત્તાપ તેમના મુખ પર તરવરવા લાગ્યો.

## ૧૫—સમભાવના ચાર અર્થો

અમે કહ્યું 'સામાયિકમાં સિદ્ધ કરવાની મુખ્ય વસ્તુ સમભાવ છે, એટલે તે સંબંધી પણ થોડું સ્પષ્ટીકરણ સાંભળો સમભાવનો મુખ્ય અર્થ રાગ અને દ્વેષનો ત્યાગ છે, એટલે પ્રથમ પ્રયાસ રાગ અને દ્વેષને અંતરમાંથી હડાવવાનો હોવો જોઈએ

કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના ચોથા પ્રકાશમાં રાગ અને દ્વેષનું દુર્જયપણું આ પ્રમાણે વર્ણવ્યું છે

आत्मायत्तमपि स्वान्तं, कुर्वतामत्र योगिनाम् ।
रागादिभिः समाक्रम्य, परायत्तं विधीयते ॥

'અંતઃકરણને આત્માધીન બનાવનારા યોગીઓનું મન પણ રાગ અને દ્વેષનું આક્રમણ થતાં પરાધીન બની જાય છે.'

रक्ष्यमाणमपि भ्रान्त्, समादाय मनाग् मिषम् ।
पिशाचा इव रागाद्यान्छलयन्ति मुहुर्मुहुः ॥

'યોગીઓ યમ-નિયમાદિ ઉપાયો વડે અંતઃકરણનું રક્ષણ કરે છે, છતાં રાગ અને દ્વેષ (એવા ધૂર્ત છે કે જે) કંઈપણ બહાનું કાઢીને તેમાં પેસી જાય છે અને પિશાચની જેમ તેને વારંવાર છળે છે.'

અમુક કામ માટે આપણે કોઈની નિંદા કરીએ અને તે જ નિંદનીય કામ જો આપણા માતાપિતા, વડીલ કે કુટુંબીજનો કરે તો તેનો બચાવ કરીએ, એ શું સૂચવે છે? રાગથી અંધ થયેલો આત્મા ન્યાય-નીતિને વિસરી જાય છે અને અસત્યનો પક્ષ કરે છે.

રાગના ત્રણ પ્રકારો છે: (૧) દૃષ્ટિરાગ, (૨) કામરાગ અને (૩) સ્નેહરાગ. જેમાં કુપ્રવચનની આસક્તિ છે એ દૃષ્ટિરાગ. કુપ્રવચન એટલે ખોટા સિદ્ધાંતોનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો. જ્યાં સુધી દૃષ્ટિરાગ હોય છે, ત્યાં સુધી શુદ્ધ ધર્મની પ્રાપ્તિ થતી નથી. શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શની આસક્તિ તે કામરાગ છે. તેનાં પરિણામો અતિ ભયંકર છે. શાસ્ત્રકારોએ તે માટે હરણ, પતંગ, ભ્રમર, મત્સ્ય અને હાથીનાં ઉદાહરણો આપેલાં છે. કુટુંબીજનો કે મિત્રો વગેરે પર સ્નેહ રાખવો એ સ્નેહરાગ છે. આ

રાગના પરિણામે પણ મનુષ્ય અનેક પ્રકારની પાપમય પ્રવૃત્તિઓ કરવા પ્રેરાય છે

પેલા ભાઇએ પૂછ્યુ 'કુટુબીજનો કે મિત્રો પ્રત્યે સ્નેહ ન રાખીએ તો સ સારનુ કાર્ય કેવી રીતે ચાલે ?'

અમે કહ્યુ –કુટુબીજનો કે મિત્રો પ્રત્યે સ્નેહ ન રાખીએ પણ સદ્ભાવ રાખીએ તો આપણુ અને તેમનુ બ નેનુ હિત થાય છે સ્નેહના મૂળમા રાગ રહેલો છે અને સદ્ભાવના મૂળમા કલ્યાણની વૃત્તિ રહેલી છે તાત્પર્ય કે કુટુબીજનો કે મિત્ર પ્રત્યે રાગાધ બની તેમની કુપથગામી પ્રવૃત્તિઓને પોષવી એ આત્માર્થી માટે યોગ્ય નથી, પણ તેમને સન્માર્ગે ચડાવવા માટે બને તેટલો પુરુષાર્થ કરવો યોગ્ય છ જો આવુ વલણ રાખવામા આવે તો આપણે પાપના ભાગીદાર થતા નથી અને કુટુબ આદર્શ બને છે

દ્વેષ એટલે અણગમો કે તિરસ્કાર તેનુ સ્વરૂપ અગ્નિના તણખા જેવુ છે જેમ અગ્નિનો તણખો નાનો હોય પણ ઘાસની ગ જીમા પડે તો તેને બાળી નાખે છે, તેમ દ્વેષનો ઉદય થોડો હોય તો પણ તે મનુષ્યના અનેક ગુણોનો નાશ કરે છે

દ્વેષ થતા ઈર્ષા આવે છે અને ઈર્ષ્યા આવતા ગુણ ગ્રાહકતા ચાલી જાય છે આ અવસ્થામા મનુષ્યને પારકા દોષો દશ ગણા મોટા લાગે છે અને ગુણ ગમે તેટલા મોટા હોય તો પણ નજરે પડતા નથી માયા અને લોભ એ જેમ રાગના બે પુત્રો છે, તેમ ક્રોધ અને માન એ બે દ્વેષના

પુત્રો છે તે આત્માનું અહિત કરવામા કઈ બાકી રાખતા નથી
ક્રોધ અંગે ભગવદ્‌ગીતાના નિમ્ન વચનો યાદ રાખવા જેવા છે –

क्रोधाद् भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिविभ्रमाद् बुद्धिनाशः, बुद्धिनाशात् प્રणश्यति ॥

'ક્રોધથી સંમોહ થાય છે, સંમોહથી સ્મૃતિવિભ્રમ પેદા થાય છે, સ્મૃતિવિભ્રમથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થતા મનુષ્ય સર્વ પ્રકારે નાશ પામે છે'

માન અંગે શ્રી હેમચંદ્રસૂરિજીનો નીચેનો શ્લોક અમારા મનમા ગુંજે છે –

विनयश्रुतशीलाना, त्रिवर्गस्य च घातकः ।
विवेकलोचनं लुम्पन्, मानोऽन्धकरणो नृणाम् ॥

'માન મનુષ્યોના વિનય, શ્રુત, શીલ, ધર્મ, અર્થ અને કામનો નાશ કરે છે અને તેમના વિવેકરૂપી લોચનને ફોડી નાખીને તેમને આંધળા બનાવે છે'

તાત્પર્ય કે રાગ અને દ્વેષને આત્માના પરમ શત્રુ જાણીને તેમનો ત્યાગ કરવાથી સમભાવમા સ્થિર થઈ શકાય છે અને સામાયિકની સાધનામા આગળ વધી શકાય છે

સમભાવનો બીજો અર્થ છે સમસ્થિતિ અર્થાત્ વિષમતાનો અભાવ આત્મા કર્મવશાત્ અનાદિ કાલથી ચાર ગતિ અને ચોરાશીલાખ જીવયોનિરૂપ સંસારમા પરિભ્રમણ કરી રહ્યો છે અને અનેક પ્રકારના દુઃખો–અનેક પ્રકારની યાતનાઓ ભોગવી રહ્યો છે તે વિષમ સ્થિતિ દૂર થાય ત્યારે સમસ્થિતિ પ્રાપ્ત થઈ ગણાય કોઈ જમીનની

વિષમ એટલે ઊંચી-નીચી હોય તો તેને ખોદીને કે પૂરીને સમ એટલે સરખી કરવામા આવે છે, તેમ જીવનમા પાપ દુરાચારની જે વૃદ્ધિ થઈ હોય તેને દૂર કરીને તથા સયમ રૂપી ગુણપ્રાપ્તિમા જે ખામી હોય તે પૂરી કરીને આત્માને સમસ્થિતિમા લાવી શકાય છે

દુષ્કૃતની ગર્હા અને સુકૃતનુ સેવન એ જૈન શાસ્ત્રકારોનો મુખ્ય ઉપદેશ છે, તે અમલમા લાવવાનો છે પચ સૂત્રમા કહ્યુ છે કે અરિહતનુ શરણુ એ ભવ્યતાને પકવવાનુ સાધન છે અન્ય ધર્મમા પણ આવો જ ઉપદેશ છે બૌદ્ધશાસ્ત્રોમા કહ્યુ છે કે—

सव्वपापस्स अकरण, कुसलस्स उपसपदा ।
सचित्तपरियोग्पन, एत बुद्धान सासन ॥

'તમામ પ્રકારના પાપથી અટકવુ, કુશળ એટલે સત્ કાર્યને કરવા અને પોતાના મનને શુદ્ધ રાખવું, એ બુદ્ધ પુરુષોની શિખામણ છે '

વૈદિક શાસ્ત્રકારોએ કહ્યુ છે કે 'प्रशस्तानि सदा कुर्यात्, अप्रशस्तानि वर्जयेत ।-પ્રશસ્ત કાર્યો (સુકૃત) સદા કરવા અને અપ્રસ્ત કાર્યો (પાપ) કરવા નહિ '

જરથુસ્ત્ર ધર્મમા કહ્યુ છે કે 'તમામ નેક વિચાર, નેક વચન અને નેક કામને વખાણવા તથા અખત્યાર કરવા અને તમામ બદ વિચાર, બદ સખુન તથા બદ કામને ધિક્કારવા તથા તેનો ત્યાગ કરવો '

સમભાવનો ત્રીજો અર્થ છે મિત્રતા કે જે જગતના

તમામ જીવો પ્રત્યે દાખવવાની છે આવી મિત્રતા કે બધુ ભાવ ત્યારે જ દાખવી શકાય કે જ્યારે કોઈ પણ જીવને આપણે વૈરી કે વિરોધી માનીએ નહિ

કોઈ આપણી નિંદા કરતો હોય, આપણને ગાળો દેતો હોય, આપણા કામની આડે આવતો હોય, હરિફાઈ કરી વેપારધધાને નુકશાન પહોચાડતો હોય અથવા આપણા પર સીધુ આક્રમણ કરતો હોય તો તેને પણ વૈરી કે વિરોધી માનવાનો નથી જો આવાઓને વૈરી કે વિરોધી માનીએ તો તેમનો પ્રતિકાર કરવાનુ મન થાય અને એ રીતે પ્રતિકાર કરવા જતા હિંસાદિ અનેક પાપસ્થાનકોનો આશ્રય લેવો પડે પરિણામે આપણે પાપપકથી ખરડાઇએ અને દુર્ગતિના ભાગી બનીએ અહી એમ વિચારવુ ઘટે કે—

अप्पा नई वेयरणी, अप्पा मे कूडसामली ।
अप्पो कामदुहा धेणू, अप्पा मे नन्दण वण ॥
अप्पा कत्ता विकत्ताय, दुहाण य सुहाण य ।
अप्पा मित्तममित्त च, दुप्पट्ठिय सुप्पइट्ठिओ ॥
—શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર અ ૨૦

'મારો આત્મા જ વૈતરણી (નરકનદી) છે અને મારો આત્મા જ કૂટ શાલ્મલી (નરકમા થતુ એક પ્રકારનુ ભયકર કાંટાવાળુ વૃક્ષ) છે મારો આત્મા જ કામદૂધા ગાય છે અને મારો આત્મા જ નદનવન છે

આ આત્મા જ દુખ અને સુખનો કર્તા છે તથા તેનો

નાશ કરનારો છે વળી આ આત્મા જ મિત્ર અને અમિત્ર છે જો તે દુષ્ટ રીતે પ્રવૃત્ત થાય તો અમિત્ર બને છે અને વૈતરણી આદિ સમસ્ત દુખોનો હેતુ થાય છે અને સારી રીતે પ્રવૃત્ત થાય તો મિત્ર બને છે તથા કામદુઘા વગેરે સમસ્ત સુખોનો હેતુ થાય છે '

તાત્પર્ય કે આપણને જે સુખ મળવાનુ છે તે આપણાં કર્મોને લીધે મળવાનુ છે અને જે દુખો પડવાના છે તે પણ આપણા કર્મોને લીધે પડવાના છે તેમા બીજા તો નિમિત્ત માત્ર છે, તો તેમના પર રોષ શા સારુ કરવો ?

અહી એમ પણ વિચાર કરવો કે કર્મ કોઈને છોડતા નથી, એટલે જેઓ નિંદા વગેરે દુષ્ટ પ્રવૃત્તિ કરશે તેઓ દંડાશે એ દડ આપવાનુ કાર્ય મારે શા માટે હાથ ધરવુ?

' ખાડો ખોદે તે પડે ' એ ન્યાય જગતમા પ્રસિદ્ધ છે તાત્પર્ય કે ગમે તેવી દુષ્ટ પ્રવૃત્તિ કરનારા આત્માઓને પણ આપણા વૈરી યા વિરોધી માની લેવા ઉચિત નથી

પ્રશ્ન—આપણા વૈરી-વીરોધીઓને બાકી રાખીને બીજા બધા જીવોને મિત્ર માનીએ તો કેમ ?

ઉત્તર—કોઈને વૈરી-વિરોધી માનવાનુ ચાલુ રાખીએ એનો અર્થ એ છે કે આપણા હૃદયમાથી વેરનુ ઝેર ગયુ નથી આ ઝેર ક્યારે વ્યાપક બને અને શુ પરિણામ લાવે તે કહી શકાય નહિ, તેથી એ ઝેરની સર્વાશે નાબૂદી કરવી એ જ યોગ્ય લેખાય તાત્પર્ય કે આ જગતના કોઈ પણ જીવને વૈરી-વિરોધી ન માનતા તેમના પ્રત્યે આપણી મિત્રતા

કે મૈત્રી લાવીએ તો જ આપણા હૃદયમા સાચી ક્ષમા–સાચી ઉદારતા પ્રકટી ગણાય

મૈત્રીનો અર્થ વિશાળ છે તે અંગે શાસ્ત્રકાર મહર્ષિઓ ફરમાવે છે–

मा कार्षीत् कोऽपि पापानि, मा च भूत् कोऽपि दुःखित ।
मुच्यता जगदप्येषा, मतिर्मैत्री निगद्यते ॥

'કોઈ પણ પ્રાણી પાપ ન કરો, કોઈ પણ પ્રાણી દુખી ન થાઓ, પ્રાણી માત્ર મોક્ષને પામો, આ પ્રકારની મતિ થાય તેને મત્રી કહેવાય છે' તાત્પર્ય કે સહુનુ ભલુ ઇચ્છવુ, કોઇ પણ પ્રકારે બૂરુ ન ઇચ્છવુ, એ મૈત્રીભાવનુ રહસ્ય છે

અહી શાસ્ત્રકારોએ વર્ણવેલી બીજી પણ ત્રણ ભાવનાઓ પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય લક્ષમા રાખવી જરૂરી છે, કારણ કે તે મૈત્રીભાવની પોષક છે

સમભાવનો ચોથો અર્થ છે જ્ઞાન, દર્શન અને ચારિત્રની પ્રાપ્તિ આ ચારમા જ્ઞાન પહેલુ છે, માટે તેનો ઉલ્લેખ અહી પહેલો છે શાસ્ત્રકારોએ સમભાવનો આ અર્થ લક્ષમા રાખીને જ સામાયિકના ચાર પ્રકારો માન્યા છે તે આ પ્રમાણે

(૧) **શ્રુત સામાયિક**—શ્રુતનો-શાસ્ત્રનો બને તેટલો અભ્યાસ કરવો અને તેમા મહાપુરુષોએ જીવનસુધારણાને લગતી જે જે આજ્ઞાઓ આપી છે, તે બરાબર સમજી લેવી

(૨) સમ્યકત્વ સામાયિક-જાણેલા જિનવચનો પર યથાર્થ શ્રદ્ધા રાખવી તથા દેવ, ગુરુ અને ધર્મનું વાસ્તવિક સ્વરૂપ સમજી તેમના પ્રત્યે ભક્તિવંત થવું

(૩) દેશવિરતિ સામાયિક-સમ્યકત્વપૂર્વક શ્રાવકનાં બાર વ્રતો ગ્રહણ કરવા

(૪) સર્વવિરતિ સામાયિક-પંચમહાવ્રત ગ્રહણ કરી સાધુજીવનનો સ્વીકાર કરવો

આ રીતે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની ઉપાસનામાં ઓતપ્રોત બની સમભાવની—સમત્વની સિદ્ધિ કરવી એ સામાયિકનું પરમ રહસ્ય છે'

સામાયિકની આ ઓળખાણથી પેલા ભાઈને ઘણો આનંદ થયો, છતાં પોતાના મનની એક શંકાનું નિવારણ કરવા બોલ્યા કે 'આત્મદર્શન માટે ઘણા યોગસાધના પર ખૂબ ભાર મૂકે છે, તેનું કેમ?'

## ૧૬—સામાયિક યોગ વધારે સરળ અને વધારે લાભદાયી છે

અમે કહ્યું 'જેઓ યોગસાધના કરવાનું કહે છે, તે મોટા ભાગે આસન, પ્રાણાયામ તથા નેતી, ધોતી, બસ્તી વગેરેને જ યોગ સમજે છે, પરંતુ યોગ ચાર પ્રકારના છે: મંત્રયોગ, લયયોગ, હઠયોગ અને રાજયોગ તેમાં રાજયોગ શ્રેષ્ઠ ગણાય છે અને સામાયિક એ રાજયોગની જ પ્રક્રિયા છે

જૈન શાસ્ત્રોએ તથા અન્ય શાસ્ત્રોએ યોગની જે

વ્યાખ્યા કરી છે, તેના સદર્ભમા સામાયિકનો અર્થ વિચારવાથી તેની યોગમયતા વધારે સ્પષ્ટ થશે

જૈનશાસ્ત્રો પ્રણિધાનથી શુદ્ધ થયેલો જે ધર્મવ્યાપાર આત્માને મોક્ષમા જોડે તેને યોગ કહે છે, તો સામાયિક એ પ્રણિધાનથી શુદ્ધ થયેલો આત્માને મોક્ષમા જોડનારો ધર્મવ્યાપાર જ છે

અન્ય શાસ્ત્રોમા જીવાત્મા અને પરબ્રહ્મનુ જોડાણ કરનારને યોગ કહ્યો છે, તો સામાયિક જીવાત્માને પરમાત્મપદે પહોચાડનારી ક્રિયા છે પરમાત્મપદ અને પરબ્રહ્મ એ અપેક્ષાવિશેષથી એક જ વસ્તુ છે

અન્ય શાસ્ત્રોમા બ્રહ્મદર્શનના ઉપાયને યોગ કહેવામા આવ્યો છે, તો સામાયિક એ બ્રહ્મદર્શનનો–આત્મદર્શનનો જ શ્રેષ્ઠ ઉપાય છે

અન્ય શાસ્ત્રોમા ચિત્તવૃત્તિના નિરોધને યોગ કહેવામા આવ્યો છે, તો સામાયિકની ક્રિયા ચિત્તની સર્વ ક્લિષ્ટ વૃત્તિઓનો નિરોધ કરનારી છે

અન્ય શાસ્ત્રોમાં કર્મની–ક્રિયાની કુશલતાને યોગ કહેવામા આવ્યો છે, તો સામાયિક એ કર્મની–ક્રિયાની કુશલતાનો નાદર નમૂનો છે

અને અન્ય શાસ્ત્રોમા સમત્વને યોગ કહેવામા આવ્યો છે, તો સામાયિક એ સમત્વને સાધનારી જ મહાક્રિયા છે, મહાસાધના છે

હવે સામાયિક યોગમાં જે વિશેષતા છે, તે, પણ દર્શાવીએ જેઓ ઉપર વર્ણવેલી આસનાદિ ક્રિયાઓને યોગ સમજી તેની સાધના કરે છે, તેમની મુખ્ય દૃષ્ટિ શરીર-સુધારણા પર રહે છે, જ્યારે સામાયિકને યોગ સમજીને તેની સાધના કરનારી દૃષ્ટિ આત્મસુધારણા પર રહે છે વળી પ્રાણાયામ વગેરે ક્રિયાઓ ક્લિષ્ટ છે અને બરાબર ન થાય તો મોટું નુકશાન પણ પહોંચાડે છે, જ્યારે સામાયિકની ક્રિયા પ્રમાણમાં સરળ છે અને કદી તે બરાબર ન થાય તો પણ શરીર વગેરેને કોઈ નુકશાન કરતી નથી ઉપરાંત હઠયોગ વગેરેની સાધના માટે વનના એકાંત પ્રદેશનો, કોઇ ગિરિગુહાનો કે તપોવનનો આશ્રય લેવો પડે છે, ત્યારે સામાયિકયોગ કોઇ પણ સુયોગ્ય સ્થળે રહીને સાધી શકાય છે અને ગુરુનું સાન્નિધ્ય ન હોય તો તેમની સ્થાપના કરીને એકલા પણ કરી શકાય છે

આ રીતે સામાયિકયોગ વધારે સરલ અને વધારે લાભદાયી હોવાથી યોગપ્રેમીઓએ તેને પ્રથમ પસંદગી આપવા જેવી છે

અહીં અમારો વાર્તાલાપ પૂરો થયો અને તે ભાઈએ બીજા દિવસથી જ સામાયિકની સુંદરતાનો અનુભવ કરવા માંડ્યો

इति शम् ।

અપૂર્વ મહિમાશાળી રાજસ્થાનનુ એક રમણીય તીર્થ

# શ્રી જીરાવલાજી

શ્રી પાર્શ્વનાથ પ્રભુના તીર્થોમા વિશિષ્ટ સ્થાન પામેલુ આ અપૂર્વ મહિમાશાળી તીર્થ રાજસ્થાનની હદમા આવેલુ છે આબૂરોડથી મોટર રસ્તે અણાદરા અને ત્યાંથી મોટર રસ્તે અહી પહોંચી શકાય છે ગામની ચારે બાજુ પહાડી અને ઝાડી હોવાથી દૃશ્ય ઘણું રમણીય છે ધર્મશાળાની સુંદર સગવડ છે

બ્રાહ્મણપુરના ધાંધલ ગોત્રની ગાય હમેશા સહેલી નદીના પાસેના પહાડમા જમીનમા એક ગુફામા દૂધ ઝરી આવતી શેઠને સ્વપ્ન આવ્યુ કે ત્યા શ્રી પાર્શ્વનાથ પ્રભુની એક પ્રાચીન ચમત્કારિક મૂર્તિ છે ત્યા જમીન ખોદાવતા મૂર્તિ પ્રગટ થઈ પણ તેને ક્યાં લઈ જવી? એ બાબતમા બ્રાહ્મણપુર અને જીરાવલના ગામ લોકો વચ્ચે વિવાદ થયો છેવટે નક્કી થયુ કે આ મૂર્તિને રથમાં પધરાવી તેને એક બળદ બ્રાહ્મણપુરનો અને એક બળદ જીરાવલનો જોડવો જ્યાં તે લઈ જાય ત્યાં મૂર્તિ પધરાવવી એ રથ જીરાવલ આવતા ધાંધલ શેઠે ત્યા મૂર્તિ પધરાવી અને બાવન જિનાલય નિર્માણ કરાવ્યુ

અહી મુસલમાની સૈન્યનુ આક્રમણ થતા સૈન્યમાં ઉપદ્રવ થયેલો તે વખતે સિપાહીને સ્વપ્ન આવેલુ કે જો તમારો બાદશાહ અહી આવી માથુ મુંડાવે તો ઉપદ્રવ શાંત થાય એ રીતે બા. શાહે માથુ મુંડાવતા ઉપદ્રવ શાંત થયેલો ને તેણે અહી ઉત્સવ કરેલો પેથડશાહ, ઝાંઝણશાહ વગેરેએ અહી સંઘ સાથે યાત્રાઓ કરેલી છે

જીર્ણોદ્ધાર વખતે અહી નેમિનાથ પ્રભુની મૂર્તિ બિરાજમાન કરવામા આવી છે અને બાજુ સહસ્રફણા પાર્શ્વનાથની મૂર્તિઓ છે, જે અત્યંત ભવ્ય અને ચમત્કારિક છે

મૂર્તિપ્રતિષ્ઠા વખતે આજે દરેક સ્થળે શ્રી જીરાવલા પાર્શ્વનાથનું સ્મરણ કરવામાં આવે છે, ને જ એનો અપૂર્વ મહિમાનો પુરાવો છે

આ તીર્થની યાત્રાથી જીવનને સફળ કરો